॥ श्रीकृष्णाय नमः ॥

બ્હેન લલિતા સ્મારક ગ્રંથમાળા

 

પુષ્પ ૨ જું



॥ कृष्णस्तु भगवान् स्वयम् ॥

श्रीभक्तिग्रन्थमाला ग्रन्थाङ्क ४६

# કન્યા શિક્ષણ.

લેખક અને પ્રકાશક:

લલ્લુભાઈ છગનલાલ દેશાઈ.

રીચીરોડ, નં. ૧૧૦—અમદાવાદ

આવૃત્તિ ૨ જી: પ્રત ૨૦૦૦.

સં. ૧૯૮૩. સને ૧૯૨૭.

# અનુક્રમણિકા.

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

મનુષ્ય જીવનમાં ધર્મ અને નીતિનું શિક્ષણ મેળવવું એ પ્રધાન કાર્ય છે. અસલના વખતમાં આવું શિક્ષણ લેવા ઋષિ-મુનીઓને ત્યાં જતા, તેમની સેવાશુશ્રૂષા કરતા, ભિક્ષાવૃત્તિ કરી પેટ-ઉદર પોષણ કરીને વિદ્યા ભણતા; તેમાં ખાસ કરીને ૧ ધર્મ, ૨ નીતિ, ૩ શારીરિક-કસરત, ૪ માનસિક વગેરે પ્રકારનું શિક્ષણ અપાતું, પરંતુ તેમાં પણ ધર્મશિક્ષણને પ્રધાન સ્થાન આપવામાં આવતું આપણે સાંભળ્યું છે.

ઉપર્યુક્ત ચાર પ્રકાર પૈકી એક પણ પ્રકારનું શિક્ષણ હાલમાં નથી અપાતું તેથીજ હિન્દુસ્તાનની અધોગતિ થઈ છે ને હજુ પણ થશે.

કયાં છે? યુધિષ્ઠિર ને ભીષ્મ જેવા ધર્માત્માઓ!

કયાં છે? અર્જુન ને કરણ જેવા નીતિજ્ઞો!

કયાં છે? ભીમ, હનુમાન જેવા બલિષ્ટો!

કયાં છે? ધ્રુવ, પ્રલ્હાદ જેવા બાળકો!

કયાં છે? હરિશ્ચન્દ્ર જેવા સત્યવાદિઓ!

કયાં છે? અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા, મંદોદરી, દમયંતી જેવી સતીઓ!

કયાં છે! પદ્મિની, દુર્ગાવતી, અહલ્યાબાઇ, જેવી વીરાંગનાઓ!

અત્યારે ઉપરોક્ત મહાત્મા જેવું કોઇ છે? નથી! શાથી?

તે વખતે તેમનાં માતા પિતાને ગરજ હતી કે મારૂં બાળક કેવી રીતે દરેક પ્રકારના શિક્ષણમાં પ્રથમ પંક્તીએ આવે, ને તેટલા માટે તે ભગીરથ પ્રયત્ન કરતા ને શિક્ષણ અપાવતા. અત્યારે તેવું શિક્ષણ નથી મળતું, શિક્ષણમાં ઘણી ખામીઓ છે, તેવું ચોગરદમથી કહેવાય છે. પણ તેના ઉપાયો થતા નથી માટેજ હવે તો પોતાના બાળકોને પોતેજ શિક્ષણ અપાવવાનો પ્રબંધ કરવો એજ સર્વોત્તમ ઉપાય છે.

આ અસહકારના યુગમાં છેલ્લા ૫–૭ વરસથી માબાપોને જણાયું છે કે ઉપરોક્ત પ્રકારની કેળવણી પૈકી શારીરિકમાં મોટું મીંડું જોવાયું છે. માનસિકમાં પણ કંઇ નથી. નીતિ ને ધર્મને તો કોઇ ઓળખતુંજ નથી એવું થયું છે. હાલના વિદ્યાર્થીઓની ઉચ્છૃંખલતા પાર વિનાની છે. આ વિકટ સમયમાં પોતે જાતેજ જેટલું કરશે તેટલું થશે.

અમોએ પ્રથમ બાળકોને કયા પ્રકારની કેળવણી આપવી તે માટે સામાન્ય સુચનારૂપ એક પુસ્તક **"જરૂર આટલું તો વાંચજોજ"** એ છપાવ્યું. તે માટે સામગ્રી એકત્ર કરતાં જણાયું કે આપણી વ્હેનો, કન્યાઓ (નાની બાળાઓ )ને શરૂઆતમાં કેવું શિક્ષણ આપવું જોઇએ તે માટે સ્ત્રી કેળવણીનાં કેટલાંક પુસ્તકો મેં જોયાં તો તે દરેક પ્રૌઢવયની પુખ્ત ઉમરની વિવાહિતા વ્હેનો માટેનાં જણાયાં, પરંતુ તદ્દન નાની વ્હેનો માટે એક પણ પુસ્તક મારા જોવામાં ન આવ્યું. કે જે ૫ થી ૧૫ વરસ સુધીની ઉમ્મરની આપણી વ્હેનોને ઉપયોગી હોય. આથીજ આવા પ્રકારનું પુસ્તક લખ્યા તેમાં કેટલાંક ભજનોનો પણ સંગ્રહ કર્યો છે કે જે નાની મોટી દરેક વ્હેનોને ઉપયોગી જણાશે.

આ પુસ્તકમાં આપેલી વાનગીઓ બાલિકાઓને વાંચતાં રસ પડે તેવી છે. જ્ઞાન સાથે ગમ્મત આપનારી છે. વળી પાઠના અંતે **'માબાપે'** **'શિક્ષકે'** સાર રૂપે બાળકોને સમજાવવાની શૈલી પણ જણાવી છે.

આ નાનકડું પુસ્તક, શાળા, પાઠશાળાઓમાં પણ ચલાવી શકાય તેવું છે તેથી આનો આદર કરશો ને બાળકોને રમાડતાં રમાડતાં રમતમાંજ આ લઘુ લેખની વાનગીઓ ચખાડશો, તો જરૂર તમારી બાલિકાઓ માર્ગદર્શક થશે, ભવિષ્યમાં તે આદર્શ ગૃહિણી બનશે ને તમને અસંખ્ય આશિર્વાદ આપશે.

**દેવદિવાળી.**
સંવત ૧૯૮૩.

લી० **આપ સર્વનો હિતચીંતક,**
**લલ્લુભાઈ છગનલાલ દેશાઈ.**

# આ પુસ્તક માટે મળેલા અભિપ્રાયોમાંથી થોડાક નમુના.

## શુદ્ધાદ્વૈત માસિક—અમદાવાદ.

પુષ્ટિમાર્ગના સુપ્રસિદ્ધ સાહિત્ય પ્રચારક રા. લલ્લુભાઈ દેશાઇએ આ ગ્રંથ લખીને, પ્રકટ કરીને બધાને આશ્ચર્યમાં ડુબાડી દીધા છે. કોણ કહી શકશે કે, રા. લલ્લુભાઇ એક લેખક નથી? એક અનુભવી આવા ગ્રંથદ્વારા સમાજની કેવી સેવા બજાવી શકે તેનો આ દાખલો છે. નાની કન્યાઓ માટે ગૃહશિક્ષણ સાથે ધર્મશિક્ષણ આપનારો એક પણ ગ્રંથ ગુજરાતી સાહીત્યમાં નથી, તેની ખોટ આ પુસ્તકથી પૂરાશે. બ્હેનોને ગાવાના ધોળપદો પણ આમાં સામેલ છે. આ ગ્રંથ ઉછરતી બાળાઓનાં જીવનમાં અનેરોજ પ્રકાશ પાડશે. રા. લલ્લુભાઇએ પોતાનાં પુત્રીનાં સ્મારકમાં આની એક હજાર નકલો મફત વાંટી છે. બીજાઓએ અનુકરણ કરવા જેવું છે, ૧૩૨ પૃષ્ઠ છતાં મૂલ્ય માત્ર બે આના જેટલું તદ્દન સસ્તું છે.

## ગુજરાતી પંચ શું કહે છે!

૫ થી ૧૫ વર્ષની કન્યાઓને વાંચવું સુલભ થઇ પડે અને જ્ઞાન, અને નિર્દોષ આનંદ સાથે ધર્મનીતિનું જળ તેમના હૃદયમાં સિંચાય એવા શુભ ઉદ્દેશથી આ પુસ્તક તૈયાર થયેલું જણાય છે. તેમાં વાંચનમાળાના પાઠ માફક ૨૮ પાઠ આપેલા છે. કન્યાઓને જુદી જુદી સારી ટેવો પડે, તેઓ ઘરકામને જરૂરી બાબતો જાણે અને તે ઉપરાંત સદાચારી બની પ્રભુભક્તિમાં પ્રવૃત્ત થાય એવા કેટલાક પાઠો એમાં મનનીય છે: જેમકે વહેલા ઉઠવાથી થતા ફાયદા, ઘરની સ્વચ્છતા, આરોગ્યના નિયમો, રસોઇની રીતો, કુટુંબ સેવા,

ભાઇબ્હેનપર પ્રેમ, સ્વદેશ સેવા, સ્વદેશ ગીતો, મીનળદેવીનો ન્યાય, કન્યાઓનાં વ્રતો, રોજનો રોજમેળ, ઇત્યાદિ. આવા સદુપદેશથી લખાતાં પુસ્તકો જનસમાજને હમેશાં ઉપયોગી થઇ પડે છે. રા. લલ્લુભાઇનું આ પ્રકાશન અભિનન્દનીય છે.

## પ્રજાબંધુ.

વૈષ્ણવ ધર્મની કન્યાઓને ધાર્મિક તેમજ વ્યાવહારિક શિક્ષણ આપવાના હેતુથી આ પુસ્તક તૈયાર કરવામાં આવેલું છે. વ્યાવહારિક શિક્ષણનો ભાગ અન્ય ધર્મની બાળાઓને પણ ઉપયોગી થાય તેવો છે.

## બાલજીવન માસિકનો બોધ-વડોદરા.

વૈષ્ણવ પંથના માબાપોએ પોતાની કન્યાઓના હાથમાં આવી ચોપડીઓ મૂકવી જોઇએ. તેથી તેઓ પોતાના ધર્મ ઉપર શ્રદ્ધા રાખતાં શીખશે. આવાં પુસ્તકો વૈષ્ણવ પાઠશાળાઓમાં પાઠય પુસ્તકો તરીકે મંજુર થાય એ બહુ ઇચ્છવા જોગ ગણાય.

## વૈષ્ણવધર્મપતાકા-અમદાવાદ.

ખરેખર આ પુસ્તકમાં બાળાઓને શિખામણ આપનારાં ઘણાંજ રત્નો ભર્યાં છે. તેમાં નવમો પાઠ તો ખરો ખુબીદાર છે. ગમ્મત સાથે જ્ઞાન, મીરાંબાઇ, નરસિંહ મહેતા, ભક્ત કવિ દયારામભાઇનાં બોધદાયક પદ્યોથી સુગંધિ બનેલું આ પુસ્તક બ્હેન લલિતા સ્મારક ગ્રંથમાળાના બીજા પુષ્પરૂપે પ્રકટ થયેલું છે બાળાઓને માટે અનેક પુસ્તકો બહાર પડયાં છે પરંતુ આ પુષ્પોની સુગંધિ તો ઓરજ છે, વૈષ્ણવોએ અવશ્ય સંગ્રહ કરવા યોગ્ય છે. માબાપો પણ શિખામણ લઈ શકે કે છોકરાંને કેમ કેળવાય? અને ધર્મનું શિક્ષણ કયા પ્રકારે અપાય?

## વૈદ્યકલ્પતરૂ માસિકની સુચના-અમદાવાદ.

અવિવાહિતા બાળાઓ માટેના આ ઉપયોગી પુસ્તકમાં ગૃહ-શિક્ષણ, ધર્મ અને નીતિના સુબોધક ૨૮ પાઠ નાની બાળાઓનીજ ભાષામાં રચેલા હોઇ વાંચતાની સાથે હાસ્ય અને નિર્દોષ પ્રેમ ઉપજાવે છે. ભવિષ્યની માતાઓમાં ગૃહ કેળવણી અને ધર્મના સંસ્કારો પાડવા માટે આ પુસ્તક સરકારી, મ્યુનિસીપાલ અને ખાનગી શાળાઓના અભ્યાસક્રમમાં પાઠય પુસ્તકરૂપે દાખલ કરવા જેવું છે. અને તેના લેખક રા. લલ્લુભાઇએ પોતાની પુત્રી બ્હેન લલિતાના સ્મારકમાં આ પુસ્તકની ૧૦૦૦ નકલ કન્યાઓમાં મફત વહેંચી અનુકરણીય દૃષ્ટાન્ત પુરૂં પાડ્યું છે.

## બાળક માસિકની ભલામણ-ગોધરા.

સવાસો પાનાનું વૈષ્ણવ ધર્મનું સાદી ભાષામાં શીક્ષણ પીરસતું વાર્તા, ગીતો ને ભજનથી ગુંથાયલું નાનકડું પુસ્તક પાઠો રૂપે બાળકોને ખુબપ્રિય થઈ પડે. આવાં પુસ્તકોની અગત્યના જેટલી આંકીએ તેટલી થોડી. આવાં પુસ્તકો ઘેરઘેર કોઇ ગૃહસ્થ વહેંચે તો ઓછું વિદ્યાદાન ન ગણાય.

---

॥ [illegible]णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥



# કન્યા શિક્ષણ.

## મંગલાચરણ.

મૂકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિમ્ ।
યત્કૃપા તમહં વંદે પરમાનન્દ માધવમ્ ॥ ૧ ॥
કૃષ્ણાય વાસુદેવાય દેવકીનંદનાય ચ ।
નંદગોપકુમારાય ગોવિંદાય નમો નમઃ ॥ ૨ ॥
ચિંતાસંતાનહંતારો યત્પાદામ્બુજરેણવઃ ।
સ્વીયાના તાન્નિજાચાર્યાન્ પ્રણમામિ મુહુર્મુહુઃ ॥ ૩ ॥
યદનુગ્રહતો જંતુઃ સર્વ દુઃખાતિગો ભવેત્ ।
તમહં સર્વદા વંદે શ્રીમદ્વલ્લભનંદનમ્ ॥ ૪ ॥

## પાઠ ૧ લો.

## વહેલા ઉઠવાથી થતા ફાયદા.

રાતે વહેલા જે સુઈ, વહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે સુખમાં રહે શરીર.

શીયાળાના દિવસો હતા, ટાઢ પડતી હતી, આજે નિશાળમાં ઘણી ખરી છોકરીઓ મોડી આવેલી હોવાથી મહેતાજીએ પૂછયું કેમ બ્હેનો ? આજે હાજરી ઓછી દેખાય છે ? હું ધારૂં છું કે ટાઢમાં બધાં મોડાં ઉઠતાં હશો. પણ તમારી એ ટેવ સારી ન કહેવાય.

**મહેતીજી**—બ્હેન કુસુમ ! તમે બહુ મોડાં ઉઠો છો કેમ ?

**કુસુમ**—( શરમાઇ ગઇ ) બ્હેન, ટાઢમાં ઉંઘ આવે છે તેથી ઉઠાતું નથી શું કરીએ ?

**મહેતીજી**—વાત ખરી છે, પણ વહેલાં ઉઠવાથી શું ફાયદો થાય છે તે તમે જાણો છો ?

**કુસુદ**—ના બ્હેન, જરા સમજાવો તો સારૂં થાય.

**મહેતીજી**—ચાલો, બધાં બરાબર બેસી જાઓ. સાંભળો દરેકે રાતે નવ વાગ્યાથી વહેલા સુવું નહિ. સુતી વખતે ઇશ્વર સ્મરણ કરી સુઇ જવું, જેથી ખરાબ સ્વપ્ન આવે નહિ અને સવારમાં ૫ કે ૬ વાગે તો જરૂર ઉઠવું. ઉઠતાં પથારીમાં પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરવું, પછી ઇષ્ટદેવની છબીઓ હોય તેમનાં દર્શન કરવાં, કે જેમણે તમને, તમારાં માત પિતાને અને પ્રાણીમાત્રને જન્મ આપ્યો છે. તમારા ઉપકાર માટે હાથ પગ, આંખો, કાન, અને સારૂં ખોટું સમજવાની બુદ્ધિ આપી છે.

તેમને નમન કરવાથી–સ્તુતિ કરવાથી આજનો આખો દિવસ સુખરૂપ પસાર થાય. પછી માતાપિતાને **જયશ્રીકૃષ્ણ** કરી પગે લાગી તેમનો આશીર્વાદ મેળવવો. ત્યારબાદ શૌચ, દાતણ વગેરેથી પરવારી સ્નાન કરવું. વચ્ચે બને તેટલી ઘરના કાર્યમાં માતાને મદદ કરવી. જેમકે ઘરમાંથી કચરો કાઢવો–પુંજો વાળવો, આંગણાં સાફ રાખવાં, સ્વચ્છતા માટે એની વધારે જરૂર છે.

સ્નાન કરીને માથાના વાળ ઓળી, ચરણામૃત લઈ કંકુનો ચાંલ્લો કરવો: પ્રભુની પ્રાર્થના માટે શ્લોક, સ્તોત્ર આવડતા હોય તેનો પાઠ કરવો. સારાં સારાં ભજન, ૧ નરસિંહ મહેતા, ૨. સૂરદાસ. ૩. મીરાંબાઈ. ૪. દયારામભાઈ, આદિ ભક્તોનાં બનાવેલાં ગીતો, ગરબીઓ મોઢેથી બોલે જવું, ને ઘરનું કામ વાસણ સાફ કરવાં, રસોઇમાં માતાને મદદ કરવી, રસોઇ શીખવાનો યત્ન કરવો વગેરે કરતાં જવું. પછી અષ્ટાક્ષર મંત્ર "**શ્રીકૃષ્ણ: શરણં મમ**" ની બે પાંચ માળા ફેરવવી. દેવદર્શને જવું. ઘેર આવી નિશાળનું લેશન કરવું. આટલું કરતાં લગભગ ૮ વાગ્યાનો સમય થશે.

**સુમતિ**—બ્હેન ! આ ભાનુ તો ૮ વાગે ઉઠે છે તે શું કરતી હશે ?

**મહેતીજી**—વહેલાં ઉઠે તો, મેં તમને કહી સંભળાવ્યું તે બધું કાર્ય થાય; ને મોડાં ઉઠનાર તેમાંનું કાંઇ કરી શકે નહિ. કહો જોઇએ બ્હેન **ઇન્દુ** ! શેમાં વધારો ફાયદો છે ?

**ઈન્દુ**—વહેલાં ઉઠવામાં. હું તો દરરોજ છ વાગે ઉઠું છું. મારાં મોટાં બ્હેન મને ઉઠાડે છે, તેથી તમે કહ્યું તે પ્રમાણે

બધું કામ કરૂં છું. ફક્ત એકલી માળાજ ફેરવતા નથી ! પણ પાઠ કરૂં છું. મારાં બ્હેન મને શીખવાડે છે ને પાઠશાળામાં જઉં છું ત્યાં શીખેલાં કેટલાંક પદો પણ બોલું છું. વહેલા ઉઠવાથી આ ફાયદો થાય છે.

**મહેતીજી**—દરેકે એમજ કરવું જોઇએ. વળી વહેલાં ઉઠવાથી શરીર સારૂં ને નિરોગી રહે છે. સવારની હવા ઘણી ચોકખી ને સ્વચ્છ આવે છે. તેથી કોઇ જાતનો રોગ થતો નથી. વળી ઘરનું કેટલુંક કામ પણ આપણને શીખવાનું મળે. લેસન કરવાનો પણ વખત મળે, નવરાં બેશી રહેવાનું મન ન થાય, કાંઇ પણ ઉદ્યોગ કરીએ તો તેથી આપણે સદ્ગુણી બાળક કહેવાઇએ. **"ઉંઘ ને આળસ વધાર્યાં વધે ને ઘટાડયાં ઘટે"** અતિશય ઉંઘવાથી એદી થવાય છે. સવારમાં આપણું ચિત્ત શાંત હોય છે, તેથી દરેક કામ તે વખતે સારૂં થાય છે. વહેલાં ઉઠવાના ફાયદા વિષે કહ્યું છે કે:—

**રાતે વહેલા જે સુઇ વહેલા ઉઠે વીર,**
**બળબુદ્ધિ બહુ ધન વધે સુખમાં રહે શરીર.**

**મહેતીજી**—નિર્મળા આનો અર્થ કરો જોઇએ ?

અર્થ—જે માણસો રાતે વહેલાં સુએ ને વહેલાં ઉઠે તમને બળ, બુદ્ધિ, ધન-પૈસો, વિગેરેનો ફાયદો થાય છે. ને શરીરે પણ સુખી રહે છે.

**મહેતીજી**—**બળ**-શરીરમાં જોર આવે એટલે બીજાંની પેઠે નિર્બળ ના રહીએ, અને દરેક કામ કરી શકીએ. **બુદ્ધિ**-સારૂં વાંચતાં, લખતાં, રાંધતાં, શીવતાં, ભરતાં, વગેરે આવડે.

ધન—વહેલા ઉઠવાથી વખત વધારે મળે તેમાં દરેક કામ થઇ શકે તો કંઇ ને કંઇ નફો થોડો થોડો દરેકમાં મળે. કોઇ દુકાનદાર હોય તે વહેલો ઉઠી પરવારી દુકાને જાય તો વધારે વેચાણ કરી શકે તેટલો તેને વધારે નફો મળે.

શરીર—નિરોગી ને સુખી રહે, વૈદ કે ડૉકટરની દવા ખાવી ના પડે, તેથી પૈસાનો બચાવ થાય, ઘરનાં માણસોને વહાલાં લાગીએ. માટે દરેકે હવેથી વહેલા ઉઠવાની ટેવ પાડવી.

**શિક્ષકેઃ**—આમાંથી મુખ્ય મુદ્દા તારવી કાઢી જુદા જુદા પ્રશ્નો પુછવા ને તેમની વિચાર શક્તિ કેળવવી.

વહેલા ઉઠનારાઓ લાંબુ આયુષ્ય ભોગવે છે. કામ કરવાની શક્તિ તેઓનામાં વધારે આવે છે, તેઓ શરીરે પણ નિરોગી રહે છે; આજે રજા છે, અમને ઉંઘવા દ્યો, આ ટેવ ખરાબ છે. વળી વિદ્યાર્થી જીવનને તો તે ભયંકર નુકશાનકારક છે.

---

## પાઠ ૨ જો.

### ઘરની સ્વચ્છતા.

**મહેતીજી**—બ્હેનો ! તમારાં ઘર હંમેશાં સારી રીતે વાળી ઝાડીને સાફ રાખવાની આવશ્યક્તા છે. તે માટે કંઇક સમજાવું સાંભળો. દરેક ઘરમાં સ્ત્રીઓ ઉઠતાંની સાથેજ ઘર સાફસુફ કરવા મંડી જાય છે. વાળી ઝાડી ઘર સ્વચ્છ રાખે છે. પણ ખરી રીતે જે સાફ કરવું જોઇએ તે થતું નથી, ખુણે ખોચરે કચરો મેલ ભરાઇ રહે તેથી લાંબા વખતે તેમાં ઝેરી જંતુ મચ્છર, માંકડ, ચાંચડ, આદિ ઉત્પન્ન થાય છે. પરિણામે રોગ વર્ધક જંતુઓ કાયમનું ઘર કરી જાય છે, તેની સ્ત્રીઓને

ખબર હોતી નથી માટે આજે તમને એ વિષય સમજાવવો પડશે, કે જેની તમારી મોટી ઉમ્મરે જરૂર પડશે. જુઓ ઓરડામાં કોઠીઓની પાછળ કચરો રહે છે, કબાટ, પેટીઓ ઉપર દાણાના ડબા પાછળ (મશાલા મુકવાની જગ્યા તો બહુજ ચોકખી રાખવી જોઇએ.) નકશીનાં કબાટમાં, હીંચકા, ખુરશીઓમાં. કચરો ભરાઈ જંતુઓ થાય છે. ભીંતોમાં નાના ખાડા હોય છે. તેમાં કરોળીયા થાય, તેથી ઘીલોડી આવે એક જાતના વંદા થાય કાનખજુરા, વીછીં, ઉંદરો થાય તે પોતાનાં દર જમાવે તેને ખાવા સાપ ખાસ કરીને આવે, કહેવત છે કે "ખોદે ઉંદર ને ભોગવે ભોરીંગ" ઉંદરની જગાએ ખાસ સાપ આવે છેજ, વળી મેડાની છત, છાપરાંનાં પતરાં, બે ત્રણ મહીને પણ એક મોટી લાકડીએ સાવરણી બાંધી ઝાડીને સાફ રાખવાં, ઉના પાણીના ચુલાની આજુબાજુ, પાણીઆરાના ખુણા કે જેમાં ઝીણા જંતુઓ આંખે ન દેખાય તેવા રહે છે તે હંમેશાં સાફ કરવાં. ઘરની કેટલીક ચીજો ખાદીના કપડાથી ઘસીને સાફ કરવા જેવી હેય છે.

**મહેતીજી**—ભાનુ, હવે ઘરની સ્વચ્છતામાં કંઇ બાકી રહે છે કહો જોઇએ ?

**ભાનુ**—હા બ્હેન, લીંપવાનું, ઓટલા ને આંગણું ચોખ્ખું રાખવું એ તો રહી ગયું.

**મહેતીજી**—હા ! ખરીવાત ! મુદ્દાની વાત તો રહીજ ગઇ. દર બે મહીને ઘરના દરેક ખંડો લીંપવા જોઇએ અને ઘરના ઓટલા તથા આંગણું જાડા સાવરણાથી સાફ કરી પાણી છાંટવું

તેથી આપણા હિન્દુ ધર્મની માન્યતા પ્રમાણે પવિત્ર થાય છે. પછી બને તો વિવિધ રંગનાં છાપાં પાડવાં. જેથી શોભામાં ઓર વધારો થાય. વળી કેટલાક દેશમાં ઉમરા પુજવાનો રીવાજ છે. દક્ષિણમાં આ રીવાજ બહુ છે.

**સવિતા**—પારસી લોકો છાપાં બહુ પાડે છે.

**મહેતીજી**—હા બ્હેન, જુઓ તે લોકો કેવાં ઘર ચોખ્ખાં ને શોભીતાં રાખે છે ? આપણે તેવાંજ સુશોભિત ને સ્વચ્છ રાખતાં શીખવું.

**જેકોર**—બ્હેન ! ગામડામાં તો ધુળ; કચરો વધારે છે, વળી ઢોર હોય તેનું કેમ ? ત્યાંતો આવું ચોખ્ખું રહી ના શકે.

**મહેતીજી**—અરે ! શું ગાંડી વાત કરો છો ! ગામડામાંનાં ઘર તો ઉંડી ઓકળીઓ પાડી લીંપેલાં, ને ચળકતી ખડીથી ધોળેલાં ઘણાં મેં જોયાં છે. વળી ત્યાંની હવા ઘણી સ્વચ્છ હોય છે તેથી ઝેરી જંતુઓ નાશ પામી જાય છે. હવા હલકી ભારેનો પણ બહુ ફેર છે, શહેર ને ગામડાના નિયમો જુદા હોય છે. ઢોર બાંધવાની જગાઓ તો દિવસમાં બે વખત સાફ થાય છે.

**યશલક્ષ્મી**—બ્હેન ? એક દિવસે મારે ઘેર અમારા શ્રીગુરૂમહારાજ પધારવાના હોવાથી મારૂં ઘર આવુંજ સાફ કર્યું હતું ને શણગાર્યું હતું.

**મહેતીજી**—વાહ ! એતો બહુ સારૂં કહેવાય. જુઓને, કોઇ મોટો અમલદાર કે રાજા આવવાના હોય છે ત્યારે કેવું શહેર શણગારે છે ! તો આ તો આપણા ગુરૂમહારાજ ! તે તો રાજાના પણ રાજા કહેવાય ! તે વખતે તો જેટલી વધારે બને

તેટલી શોભા કરવીજ જોઇએ ! એ આપણી ફરજ છે. વળી આપણા શ્રીઠાકોરજીની–દેવ સેવા કરવાની જગા, કબાટ અથવા મંદિર જેવી નાની ઓરડી હોય તે તો ઘણી ચોખ્ખી ને શોભિતી રાખવી, આથી પ્રભુ આપણા ઉપર ઘણા પ્રસન્ન થાય છે. આતો થઇ તમારા ઘરની સ્વચ્છતા. હવે તમારા શરીરની સ્વચ્છતા માટે કાલે કહીશું. આજે આટલું યાદ રાખજો હવે બધાં બેસી જાઓ. ઉઠો પ્રભુની પ્રાર્થના કરો, પછી લેશન શરૂ કરીએ.

**( પ્રાર્થના કરે છે. )**

## શ્રી કૃષ્ણસ્મરણ.

અલ્યા ઉઠતાં કૃષ્ણ કહે; બેસતાં કૃષ્ણ કહે;
સુતાં શ્રીકૃષ્ણ કહે, હરતાં ફરતાં. અલ્યા.
ચાલતાં કૃષ્ણ કહે, દોડતાં કૃષ્ણ કહે,
વણ કહે કૃષ્ણ રખે, કાંઇ કરતાં. અલ્યા.
કૃષ્ણ કહી ખાનકર, પાન કર કૃષ્ણ કહી;
કૃષ્ણ ગુણ ગાન કર, દુઃખ સુખમાં. અલ્યા.
ગુપ્ત પણ કૃષ્ણ કહે, પ્રકટ શ્રી કૃષ્ણ કહે;
અહર્નિશ કૃષ્ણને, રાખ્ય મુખમાં. અલ્યા.
પ્રીતે શ્રી કૃષ્ણ કહે, ભીતે પણ કૃષ્ણ કહે;
સહજ શ્રી કૃષ્ણ કહે, કૃષ્ણ કામે. અલ્યા.
સર્વ કાલે સદા, સઘળે શ્રી કૃષ્ણ કહે;
સિદ્ધ કારજ સકળ, શ્રી કૃષ્ણ નામે. અલ્યા.
સહજ બની આવે સાધન સકળ શિરમણિ;
ચેત આવ્યો ધસ્યો કાળ ડસવા. અલ્યા.

લટકું અમૂલક ચાહ્યું ચેતો દયા;

નહિ તો નિશ્ચે પડશે હાથ ઘસવા. અલ્યા.

**શિક્ષકે:**—આમાંથી નીતિ ને ધર્મ તરફ બ્હેનોનું વલણ થાય તેમ પ્રશ્નો પુછી સમજણ પાડવી.

**પ્રશ્ન**—વધારેમાં વધારે કયી સ્વચ્છતાની જરૂર છે ?

**ઉત્તર**—ખોરાકની ચીજો. તે શીવાય ! આંગણું ને ખંડો.

**પ્રશ્ન**—તેથી વધારે સ્વચ્છતા ?

**ઉત્તર**—શ્રીઠાકોરજીની-દેવસેવાની જગા હોય તે.

આવા રમુજી પ્રશ્નો પુછવા.

---

## પાઠ ૩ જો.

## આરોગ્યતાના નિયમો.

**મ્હેતીજી**—કેમ બ્હેનો ! ગઇ કાલે ઘરની સ્વચ્છતાના સંબંધમાં તમને કહ્યું હતું. હવે તમારે શરીરની સ્વચ્છતા માટે આરોગ્યતાના કેટલાક નિયમો જાણવાની જરૂર છે તે આજે તમને સમજાવું. આપણામાં કહેવત છે કે:—

**પહેલું સુખ તે જાતે નર્યા.**

**શરીરે સુખી તો સુખી સર્વ વાતે.**

શરીર, **નર્યા**—એટલે **સુખી**—તંદુરસ્ત હોવું જોઇએ. આરોગ્યતાનો આધાર મુખ્યત્વે કરીને છ બાબત ઉપર રહે છે.

**૧ હવા, ૨ પાણી, ૩ ખોરાક, ૪ કસરત, ૫ ઉંઘ, ૬ શરીરની સ્વચ્છતા.**

૧ **હવા**—મનુષ્ય જીવન ખોરાક ને પાણી વગર કદાચ અમુક વખત ટકે, પરંતુ હવા શિવાય તો એક **મીનીટ** પણ ન ચાલે. સ્વચ્છ હવાથી શરીરનું લોહી સુધરે, માટે ઘરની

નજીક ઝાડ હોય તો ઉત્તમ છે. વળી ઘરનાં બારી બારણાં દિવસે ખુલ્લાં મૂકવાં જેથી ખરાબ હવા બહાર નીકળી જાય. સુવાની જગાએ બારી ખુલ્લી મુકીને સુવું જેથી પવનની આવજા થાય. ખુલ્લી હવામાં ફરવા જવાથી મગજના શક્તિ ખીલે છે. ન શરીર નીરોગી થાય છે.

૨ **પાણી**—સારૂં સ્વચ્છ, પચવામાં હલકું હોય તેવું, કુવો સારો હોય તેનું પાણી વાપરવું. પાણી જાડા ખાદીના કટકાથી ગળીને વાપરવું. અણગળ પાણી વાપરવું નહિ.

૩ **ખોરાક**—પચવામાં હલકો, બહુ ઉનો ખોરાક ગરમાગરમ નહિ. ભૂખ હોય તેથી ઓછું ખાવું, મિતાહારી થવું, ઘણું અકરાતીયું ખાવાથી આળસ વધે છે, પેટમાં રોગ થાય છે, વળી ગમે તેવી પૌષ્ટિક વસ્તુ હોય પરંતુ તે ગુણ આપતી નથી. ખોરાક ચાવીને ખાવો. કહ્યું છે કે—"**મિતાહારી મહાસુખી.**"

૪ **કસરત**—વ્યાયામ, હંમેશાં વખતના પ્રમાણમાં કરવો. છોકરાઓએ અખાડામાં જવું ત્યાં જુદી જુદી જાતની કસરત કરવી, ક્રીકેટ, ટેનીસ, એવી રમતો રમવી. કસરતથી શરીરમાં લોહી ફરતું રહે છે, તેથી શક્તિ વધે છે. છોકરીઓ, સ્ત્રીઓને તો દળવું, ખાંડવું, કુવાથી પાણી ભરી લાવવું એ વિગેરે કસરતજ કહેવાય. મનુષ્ય જીવનમાં જે કંઇ કાર્ય કરવું તે દરેક કસરતજ કહેવાય.

**રમા**—એ તો ખરૂં પણ અમદાવાદ ને મુંબઈ જેવાં શહેરોમાં તો બૈરાંને કંઈ કામ કરવાનું હોતું નથી તેનું કેમ?

**મહેતાજી**—વાહ બ્હેન તમે ઠીક શોધી કાઢયું. જુઓ, સ્ત્રીઓને તો પુરૂષોની માફક કસરત કરવા જવાનું હોતું

નથી, વળી હાલમાં તો વીજળીની ઘંટીઓ થઈ, પાણીના નળ, તૈયાર ચોખા, દાળ મળે તેથી કોઈ પણ જાતની કસરત કરવાની રહી નહિ. તેટલાજ કારણથી મરણ પ્રમાણ સ્ત્રીઓમાં વધતું જાય છે, કેટલાંકને ક્ષયરોગ થાય છે માટે તમે તો ઘેર દળવાનો મહાવરો રાખજો. કુવાનું પાણી પીવાનું રાખજો તો થોડી પણ કસરત થશે.

૫ **ઉંઘ**—આખો દિવસ કામ કરી કંટાળેલા મગજને આરામ લેવાની જરૂર છે, તે ઉંઘથી મળી શકે છે. કામના પ્રમાણમાં આરામ જોઇએજ તે માટે ઉંઘ લેવી એ આવશ્યક છે. નાના બાળકને ૧૨ કલાક તેથી મોટાને ૧૦ ને ૮ તેથી મોટા એટલે વિદ્યાર્થીએ ૭ કલાક ઉંઘવું તેથી પુરતો આરામ મળે, મગજ શાંત થાય; આખો દિવસ ને રાત્રીનો મોટો ભાગ કામ કરનારા માત્ર ૩ કે ૪ કલાક ઉંઘનારા માણસોની તબીયત બગડયા શીવાય રહેતી નથી માટે ઓછી ઉંઘ લેવી એ પણ નુકશાન કરતા છે. ને વધારે ઉંઘ લેવી તે પણ નુકશાન કરનાર છે. વધુ ઉંઘવાથી એદી આળસુ થવાય છે. માટે સુવામાં તથા ઉઠવામાં પણ નીયમીત રહેવું.

આ ઉપરાંત ૬ **શરીરની સ્વચ્છતા** એ ઘણી ઉપયોગી છે. શરીરમાંના ઝેરી પદાર્થો શ્વાસોશ્વાસ, મલમુત્ર ને પરસેવા દ્વારા બહાર આવે છે માટે એ ત્રણે દ્વાર–બારણાં સ્વચ્છ રાખવાં જોઈએ. હવા સારી હોય તેવા ઘરમાં–સ્થાનમાં રહેવું નિયમિત રીતે ઝાડો પેશાબ ન આવે તો રોગ થાય છે. તેની કાળજી રાખવી. આપણા શરીરની ચામડી ઉપર અનેક

છિદ્રો દેખાય છે. ( કહે છે કે સાડાત્રણ કરોડ છે ) તે દ્વારા ઝેરી પદાર્થ બહાર નીકળે છે માટે તે સાફ રાખવા સારૂ સ્વચ્છ પાણીથી તથા તેલ ચોળીને સ્નાન કરવું જેથી તે છિદ્રો પુરાઇ ન જાય આમ કરવાથી તમારૂં શરીર નીરોગી રહેશે. પહેરવાનાં કપડાં સાફ ધોયેલાં ઉજળાં મેલવિનાનાં રાખવાં. પાથરવાનાં ગાદલાં, તકીયા, ડીલ લોહિવાના ટુવાલ વગેરે મેલાં ન રાખવાં. પ્રિય બ્હેનો ? ગઈ કાલે તથા આજે સમજાવેલા બે વિષયોના નિયમો તમે બરાબર પાળશો, તો શરીરે સુખી થશો, બુદ્ધિ ખીલશે, આનંદમાં મન રહેશે; તેથી તમે આદર્શ ગૃહિણી બનશો.

**કુસુમ**—બ્હેન ? આટલું બધું તમે બતાવ્યું તે તો જેના ઘરમાં વધારે માણસો હોય અથવા નોકર ચાકર હોય તે કરી શકે, મારે ઘેર તો હું ને મારાંબા ને એક નાનો ભાઇ એટલાંજ છીએ તો અમારાથી કેમ બને ?

**મહેતીજી**—ગાંડી છોડી ! આવી બાબતો વાતો કરવાથી લાંબી લાગે છે, પણ કામ કરવા માંડો તો કશું અશક્ય નથી, ટેવ પાડવી જોઇએ તો બધું એક પછી એક થયાંજ જાય એ અનુભવ સિદ્ધ છે.

**ઇંદિરા**—બ્હેન ? આવી આવી વાતો દરરોજ એક એક કહેવાનો નિયમ રાખો તો સારૂં.

**લીલાવતી**—હા બ્હેન ? આવી વાતોથી અમને ઘણું જાણવાનું ને સમજવાનું મળે છે,

**મહેતીજી**—હવેથી દરરોજ એક એક વિષય તમને

સમજાવતી રહીશ. કહો આવતી કાલે શું રાખીશું ?

**લલિતા**—બ્હેન, ઈશ્વર સ્મરણ-પ્રભુની સ્તુતિ તથા કેટલાક ગરબા વગેરે શીખવાડો તો સારૂં.

**મહેતીજી**—છોકરી ? તું કંઈક ભક્તિમતા થઈશ ખરી ! તેં બહુ સારો વિષય ખોળી કાઢયો. ઠીક કાલે એ કહીશું.

**મા બાપે**—કાલે આમાંથી શું શું કરશો ? એમ પ્રશ્નો પુછી તેની કાર્ય કરવાની શક્તિ કેળવવી. દરરોજ થોડું થોડું કામ બાળકો પાસે કરાવતા રહેવું.

---

## પાઠ ૪ થો.

## ઇશ્વરસ્મરણ ને સ્તુતિનાં કીર્તનો.

### પ્રભાતીયું ૧.

રાત રહે જ્યારે પાછલી ખટઘડી, સાધુ પુરૂષને સુઇ ન રહેવું.
નિંદને પરહરી સમરવા શ્રી હરિ, એક તું એક તું એમ કહેવું.
જોગીયા હોય તેણે જોગ સંભારવા, ભોગીયા હોય તેણે ભોગતજવા.
વેદીયા હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા
સુકવી હોય તેણે ગ્રન્થને વાંચવા, દાતાર હોય તેણે દાન કરવું.
પતિવ્રતા નારીએ કંથને પુછવું, કંથ કહે તે ચીત્ત ધરવું.
આપણે આપણા ધર્મ સંભાળવા, કરમનો મરમ લેવો વિચારી,
**નરસૈયાના** સ્વામીને સ્નેહથી સમરતાં, ફેરનવઅવતરે નરનેનારી.

### પ્રભાતીયું ૨.

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળીયા, તુજ વિના ધેનુમાં કોણ જાશે ?
ત્રણસેંને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળિયો કોણ થાશે ?
દહિતણાં દૈથરાં, ઘી તણાં ઘેબરાં, કઢિયલ દૂધ તે કોણ પીશે?

હરિમારો હાથિયો, કાળિનાગનાથિયો, ભૂમિનો ભાર તે કોણ વ્હેશે?
જમુનાને તીરે, ગૌધેન ચરાવતાં, મધુરીશ્રી મોરલી કોણ વહાશે?
ભણે **નરસૈયો** તારા ગુણ ગાઇ રીઝિયે, બુડતાં બાંયડી કોણસહાશે?

## પ્રભાતીયું ૩.

સમરને શ્રી હરિ, મેલ્ય મમતા પરી, જોને વિચારીને મૂળ તારૂં,
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો, વગર સમજે કહે મ્હારૂં મ્હારૂં.
દેહતારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે.
દેહ સંબંધ તજે, નવાનવા બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વહાયે.
ધનતણું ધ્યાન તું અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી,
પાસે છે પિયુ અલ્યા, કેમ ગયો વિસરી, હાથથી બાજી ગઇ
થયારે ખોટી; સ૦
ભરનિંદ્રા ભર્યા, રોંધિ ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણી કાં ન જાગે;
ન જાગતાં **નરસૈયા**, લાજ છે અતિ ઘણી, જન્મો જન્મ તારી
ખાંત ભાગ. સ૦

## પ્રભાતીયું ૪.

હરિ હરિ રટણ કર કઠણ કળીકાળમાં, દામ બેસે નહીં કામ સરસે,
ભક્ત આધીન છે શ્યામ સુંદર સદા, તે તારાંજ કાર્ય સીદ્ધ કરશે.
અલ્પ સુખ સારૂં શું મૂઢ ફુલ્યો ફરે, શિશપર કાલ રહ્યોદાંત કરડે,
પામર પલકની ખબર તુજને નહીં, મૂઢ શું જાઇને મૂછ મરડે.
પ્રૌઢ પાપે કરી બુદ્ધિ પાછી ફરી, પરહરી થઇ શું ડાળે વળગ્યો,
પ્રપંચ પરહરો સાર હૃદયે ધરો, ઉચરો હરિ મુખે અવિચળવાણી.
ઇશને ઇષો છે નહી જીવપર, આપણા અવગુણે રહ્યો અળગોહારી,
નરસૈયા હરિતણી ભક્તિ ભુલીશમાં, ભક્તિ વિના બીજું ધૂળધાણી.

## પ્રભાતીયું ૫.

વાસ નહીં જ્યાં વૈષ્ણવ કેરો, ત્યાં નવ વસીએ વાસડીયાં.
શ્વાસોશ્વાસ હરી સ્મરણ ન કરે તો, શ્વાસ ધમણ કેરી શ્વાસડીયાં.
જીભલડી જપમાળા તજીએ, તો જીભલડી નહિ ખાસડીયાં.
જન્મ તેનો નહિ લેખામાં, ન કહેવાયાં હરિનાં દાસડીયાં.
મોહનજીની માયા પાખે, અવર માયા જેમ ફાંસડીયાં.
ભણે **નરસૈયો** ભારે મારી, માવલડી દસ માસડીયાં

## પ્રભાતીયું ૬.

કોણ એ સમાના કામનિ, દત ફળાયેલરામા;
દ્રૌપદીની લજ્જા રાખવા, હરિ ઉભા છે સામા. કોણ.

વ્હાલોજી ગયાતારે વાડીએ, સરવે સુંદરી સાથે;
શેરડીનો સાંઠો છોલતાં, છરિ બેડી છે હાથે. કોણ.

માનીતી મંદિર પધારીયાં, ચીંથરડીરે લેવા,
દ્રૌપદીએ ચીર વધેરીયાં, હરિને પાટો બાંધવા. કોણ,

ત્રીકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે,
નવસેં નવાણું ચીર પુરીયાં, ભરી સભા દેખે. કોણ.

ગરૂડે ચઢીને ગોવીંદ આવીયા, આવ્યા અંતર જામી,
ભક્ત ઉદ્ધારણ ભૂધરો, મહેતા **નરસૈનો** સ્વામી. કોણ.

## પદ ૭.

### સુખ દુઃખ મનમાં ન લાવવા વિષે.

સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથેરે ઘડિયાં;
ટાળ્યાં ત કોઇનાં નવટળે, રઘુનાથનાં જડિયાં. સુખ દુઃખ—ટેક.

નળ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખ૦

પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિંદ્રા ન આણી. સુખ૦
સીતા સરખી સતી નહિ, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખ૦
રાવણ સરખો રાજીયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લુંટાણી. સુખ૦
હરિશ્ચંદ્રરાય સત્યવાદીયો, તારાલોચનિ રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યા નીચ ઘેર પાણી. સુખ૦
શિવજી સરખા સતા નહીં, જેની પાર્વતી રાણી;
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખ૦
સર્વદેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતર્યામી;
ભાવટ ભાગી ભૂધરે, મહેતા નરસૈના સ્વામી. સુખ૦

## પદ ૮.

ગરૂડ ચઢી આવજો ગિરિધારિ, લજ્જા મારી રાખજોરે મોરારિ;
મ્હારી વ્હારે ધાજો વનમાળી. ગરૂડ. ૧
હસ્તીનાપુરમાં હોડ બંધાણી, બેઠા કૌરવ પાંડવ મળી;
માતા કુંતાજી છે શુભસતી, સતી સાધવી છે રે દ્રૌપદી;
મ્હારી વ્હારે ચઢો જદુપતી. ગરૂડ. ૨
માંડયા દ્યુત ને પાસારે ઢાળ્યા, પહેલે પાસે હસ્તીનાપુર હાર્યા;
બીજે હાર્યા તે ગરથ ભંડાર, રાજા ધર્મે કર્યોરે વિચાર;
એમ હાર્યા તે વારંવાર. ગરૂડ. ૩
ત્રીજે પાસે ચતુરા વિચારી, દ્યુત વિદ્યાથકી ગયા હારી;
ચોથે હાર્યા તે દ્રૌપદી નારિ, ગરૂડ. ૪

ત્યારે બોલ્યો દુર્યોધન અહંકારી, તેડી લાવો પાંડવ કેરી નારી;
એમ બોલ્યો તે મહા અવિચારી. ગરૂડ. ૫
એક દુત ત્યાં દોડતો ગયો, સતી પાસે આવી ઉભો રહ્યો;
કેશ ઝાલીને કરજ ગ્રહ્યો. ગરૂડ. ૬
સતી ભરીરે સભામાંહી આવ્યાં, છુટા કેશ ને મનમાં લજાયાં;
એવા બહુરે દુર્યોધને તાવ્યાં. ગરૂડ. ૭
રાજા ધર્મનું ધર્મમાં ધ્યાન, અર્જુનનું નામ વિસરામ;
ભીમસેન તે બહુ બળવાન. ગરૂડ. ૮
રાજા ધર્મ નિકુળ સહદેવ, અર્જુન જાણે તેનો ભેદ;
ભીમસેનને મન ઘણો ખેદ. ગરૂડ. ૯
બોલ્યો દુર્યોધન અહંકારી, ખોળે બેસો પાંડવ કેરિ નારી;
એમ બોલ્યો તે માન ગુમાનિ. ગરૂડ. ૧૦
ત્યાં તો સતીએ દીધો છે શાપ, તને પૂરવનાં લાગ્યાં છે પાપ;
ખોળે બેસજો રોગ સંતાપ. ગરૂડ. ૧૧
ખોળે બેસજો ગદા ભીમ કેરી, તુંને કાળે લીધો છેરે ઘેરી;
કીધું પાંડવ કુળને તેં વેરી. ગરૂડ. ૧૨
સતી ત્રાય ત્રાય પુકારી, મુખે રટતી શ્રીકૃષ્ણ મોરારી;
મારી વ્હારે ચઢો વનમાળી. ગરૂડ. ૧૩
દુરપંથ છે દ્વારીકાં ગામ, ત્યાંતો પોઢયા છે શ્રીભગવાન;
ઝબકી જાગ્યા શ્રી ઘનશ્યામ. ગરૂડ. ૧૪
પાંડવ હાર્યા છે હોડ સઘળી, વાત જાણી વિશ્વંભરે પહેલી;
મારા બહુ નામી થાજો બેલી. ગરૂડ. ૧૫
વ્હાલો ભરીરે સભા માંહી આવ્યા, પાંચે પાંડવને મન ભાવ્યા;
પંચાલીનાં ચીર લઇ આવ્યા. ગરૂડ. ૧૬

એક તાણ્યું ને બીજાંરે તેવું, ત્રીજું તાણ્યું ચોથું ચીર જેવું;
સૌએ કૌતુક નીહાળ્યું એવું. ગરૂડ. ૧૭
વ્હાલે નવસેંનવાણું ધરી ધીર, પુર્યાં તાગડે તાગડે ચીર;
વારે ચઢીઆ શ્રીહલધર વીર. ગરૂડ. ૧૮
જે કોઇ પાંડવનું પદ ગાએ, તે તો નિશ્ચે વૈકુંઠ જાએ;
કરજોડીને **નરસૈયો** ગાયે. ગરૂડ. ૧૯

## ગરબી ૯.

હાંરે ચાલો ડાકોરમાં જઇ વસીયે,
હાંરે મને લેહ લગાડી રંગ રસિયેરે ચાલો. ટેક. ૧
હાંરે પ્રભાતના પહોરમાં નોબત વાજે,
હાંરે અમે દર્શન કરવા જઇયેરે. ચાલો. ૨
હાંરે લટપટી પાઘ કેસરીયો વાગો.
હાંરે કાને કુંડળ સોહીયેરે. ચાલો. ૩
હાંરે પીળાં પીતાંબર જરકશી જામો.
હાંરે મોતન માળા સોહીયેરે. ચાલો ૪
હાંરે ચંદ્ર વદન અણિયાળિ આંખો,
હાંરે મુખડું સુંદર સોહીયેરે. ચાલો. ૫
હાંરે રૂમઝુમ રૂમઝુમ નૂપુર વાજે.
હાંરે મન મોહ્યું મારૂં મોરલિએરે. ચાલો. ૬
હાંરે બાઇ **મીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર,
હાંરે અંગો અંગ જઇ ભળીયેરે. ચાલો. ૭

## ગરબી ૧૦.

મુખડાની માયા લાગીરે, મોહન તારા મુખડાની, ટેક

મુખડું મેં જોયું તારૂં, સરવે જુગ થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂંરે. મોહન તારા. ૧
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું,
તેને તુચ્છ કરી ફરીએરે, મોહન તારા. ૨
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું
તેને ઘેર શીદ જઇએરે. મોહન તારા. ૩
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો,
રાંડવાનો ભય ટાળ્યોરે. મોહન તારા. ૪
**મીરાંબાઇ** બલિહારી. આશા એક મને તારી;
હવે હું તો બડભાગીરે. મોહન તારા. ૫

## ગરબી ૧૧.

નહિરે વિસારૂં હરિ, અંતરમાંથી નહિરે વિસારૂં હરિ—ટેક
શામળી સુરતના શામળીયારે, જોતામાં નજર ઠરી. અંતર. ૧
ઇત ગોકુળ ઉત મથુરાં નગરી, તે બીચ યમુના ભરી;
વૃંદાવનકી કુંજ ગલીનમેં ગૌધેન ચારે ફરી ફરી. અંતર. ૨
જળ જમુનામાં નીર ભરવા ગયાંતાં, વાલા શીરપર ગાગરી ધરી,
**બાઇમીરાં** કહે પ્રભુ ગિરિધર નાગર, વરતો વિઠ્ઠલને વરી. અંતર. ૩

## પ્રભાતીયું ૧૨.

મુજ અબળાને મોટીરે નીરાંત બાઈ, શામળો ઘરેણું મારે સાચું રે.
વાળી ઘડાવું વિઠ્ઠલવરકેરી, હાર હરિનો મારે હૈયે રે,
ચીનમાળા ચતુર્ભુજ ચુડલો, શીદ સોની ઘેર જઈએ રે મુજ.
ઝાંઝરીઆં જગજીવન કેરાં, કૃષ્ણ જ કલ્લાં ને કાંબી રે,
વીંછવા ઘુઘરા રામનારાયણના, અણવટ અંતરજામી રે. મુજ.

પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે,
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂં રે. મુજ.
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
**બાઇમીરાં** કહે પ્રભુ ગિરિધરના ગુણ, હરિને ચરણે નામું રે. મુજ.

## પ્રભાતીયું ૧૩.

રાધાકૃષ્ણને ભજીને લહાવો લીજીએ રે;
મુખે રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ કીજીએ રે. રાધાકૃષ્ણ.
તારો અમુલખ અવસર જાય છે રે;
તારા ઘરમાં બેઠા કાળ ખાય છે રે. રાધાકૃષ્ણ.
તારૂં જોબન જશે ને જરા આવશે રે;
તને ભાણે ભોજન નહીં ભાવશે રે. રાધાકૃષ્ણ.
તારાં વહાલાં વેરી થઇ લાગશે રે;
તારી દેહ દેખીને દુર ભાગશે રે. રાધાકૃષ્ણ.
કાંઇક ધર્મ કરો તે આડું આવશે રે;
તે તો જમના તે માર મુકાવશે રે. રાધાકૃષ્ણ.
સખી **મીરાં** કહે નરનારને રે;
સંત સેવો તો ઉતરો ભવપારને રે. રાધાકૃષ્ણ.

## પદ ૧૪.

ગોવિંદો પ્રાણ અમારોરે, મને જગ લાગ્યો ખારો રે;
મને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે ન આવે રે.
મીરાંબાઇના મોહલમાં રે, હરિ સંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વસે, મારા સંતન કેરી પાસ. ગો. ૧
રાણોજી કાગળ મોકલે રે, દ્યો રાણી મીરાંને હાથ.

સાધુની સંગત છોડાધા, તમે વસોને અમારે સાથ. ગો. ૨
મીરાંબાઇ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ. ગો. ૩
વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પીગયાં જેને, સહાય શ્રીવિશ્વનો નાથ. ગો. ૪
સાંઢવાળા સાંઢ શણગારજેરે, જાવું સો સો રે કોસ;
રાણાજીના દેશમાં મારે, જળરે પીવાનો દોષ. ગો. ૫
ડાબો મેલ્યો મેવાડરે, મીરાં ગયાં પશ્ચિમ માંય;
સરવે છોડી મીરાં નીસર્યા જેનું. માયામાં મનડું ન કાંય. ગો. ૬
સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમ સંતોષ,
જેઠ જગજીવન જગતમાં મારો, નાવલીયો નિર્દોષ. ગો. ૭
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચુવે રે. રંગ બેરંગી હોય;
ઓઢું હું કાળો કાંબળો, દુજો ડાઘ ન લાગે કોય. ગો. ૮
**મીરાં** હરિની લાડણીરે, રહેતી સંત હજુર;
સાધુ સંઘાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર. ગો. ૯

## પદ ૧૫.

શ્યામ સેવીએરે ગોવિંદ ગાઇએરે, કોરી કથનીથી શું થાય.
વિષ તણું વખાણ કરે, કોઇ કહે ના મરાય;
તેલ છાંડું ઘૃત મોટું કહે, પિંડ પુષ્ટિ ના પમાય. શ્યામ. ૧
ત્યહાં લગી લાભ શો મ્હોટી મીઠી વસ્તુ મુખે ગાય;
ગુણ ને સ્વાદ તો ત્યારે પામે, જ્યારે ખણસે ખાય. શ્યામ. ૨
સહુકોને શીખામણ દે ને, આપ ચાલે અન્યાય;
શિષ્યને સ્રીનો દોષ બતાવે. પોતે લાગે પાય. શ્યામ. ૩

લખી અંગારા દારૂમાં ચાંપે, કેમ ન લાગે લ્હાય;
કહેણી તવી **દયા** રહેણી મળે નહીં, કેમ રીઝે વ્રજરાય. સ્યામ. ૪

## ગરબી ૧૬.

ધન્ય જેણે હરિગુણ ગાયા, સંસારમાં ધન્ય જેણે હરિગુણ ગાયા;
બધા સંસારમાં તે જન જીત્યો, બીજા સહુ જાણજો બહવાયા. સં.
જમના ઝપાટાથી નવ ચેત્યા ત્યારે, ધુળ મળ્યું ડહાપણ ડાહ્યા. સં.
હું ને મ્હારૂં એમાં પંડિત પણ ભૂલ્યા, કામદામમાં લલચાયા. સં.
હાથી ઘોડા ને સુખપાલે બેસે શું થયું,
શું થયું મેળવી ઘણી માયા. સં.
કંઠ સાહી તને કહાડશે પલકમાં, દૂર રહેશે સગાં વિત્ત જાયા. સં.
**દયા** જપો નિત્ય નામ નંદકુંવરનું, સફળ થશે ત્હારી કાયા. સં.

## વૈષ્ણવ દર્શન. પદ ૧૭.

તે ભગવદીયનાં દર્શન દુર્લભ, જેનું ભાગ્ય હોય તેને તે ભેટેરે;
અવલોકન માત્રે અઘ નાસે, તાપ ત્રિવિધના મેટેરે. તે. ૧
પ્રેમ ભક્તિમાં પચેલા પૂરા, નિંદા કરે નહીં કોનીરે;
અંતરમાં અવિનાશી વસેલા, નિર્મળ મતિ સદા જેનીરે. તે. ૨
સર્વસ્વ જેનું શ્યામસુંદર, તેનું નિશદિન ધ્યાન ન મૂકેરે;
શ્વાસ ઉચ્છવાસે શ્રીકૃષ્ણને સમરે, નિમિષક નામ ન ચુકેરે. તે. ૩
ક્ષમા દયા સમ દ્રષ્ટિ જેમાં, સત્ય પ્રથાએ ચાલેરે;
સંતોષી સાત્વિક ને વિવેકી, ભજનાનંદમાં મ્હાલેરે. તે ૪
જેનું સર્વ સમર્પણ હરિને, સેવા કરે સ્નેહ સાચીરે;
દૃઢ વિશ્વાસ ધરે નિજ ધણીનો, બુદ્ધિ ન રાખે કાચીરે. તે. ૫
અન્યપ્રસાદી અન્યાશ્રય વર્જે, ઘણું ગુરૂ વૈષ્ણવ પર હેતરે;

પ્રાણી માત્ર તણું હિત ઇચ્છે, પરગજુ સ્નેહ સમેતરે. તે. ૬
ઇન્દ્રિયજિત અભિમાન રહિત શુચિ, મોહ માયાથી રહે અળગારે,
જ્ઞાની ત્યાગી સુખદુઃખ સમલહે, સત્સંગને રહે વળગ્યારે. તે. ૭
તે હરિજનનના દાસના દાસનો, દાસ પ્રભુ મને કરજોરે;
દયો ભણે તેના ચરણની રજ, મારા શીરપર સદા હરજોરે. તે. ૮

## રાગ કાલિંગડો. પદ ૧૮.

સખી હું તો જાણીતી જે સુખ હશે સ્નેહમાં, સખી હું તો.
હું શું જાણું જે પ્રાણ પરવશ પડશે, અગ્નિ ઉઠશે આખી દેહમાં. ૧
પીડા પામેરે પૂરી થશે નવભાવ; જાદુડો એવા જે કાંઇ એહમાં. ૨
રૂપ ને ગુણ સહુ તે તેમાં દેખે, જેનું મન માન્યું જેહમાં.—૩
સ્વાધાનને પરાધીન કરી નાંખ, તેહાવના એહ બળ કેહમાં–૪
હું દુઃખી યહાં ને વ્હાલો વિકળાત્યહાંછે, સુખી ના મળે કોઇબેહમાં. ૫
દયા પ્રીતમ સદા સમીપ વસે તો ભીજી રહું આનંદ મેહમાં, ૬

## પદ ૧૯.

સર્વ તજીને ભજીએ શ્રીગોવિંદને,જે નારાયણ નોધારાના આધારજો;
ભાગે સંકટ ફંદારે સંસારનાં, જેનાનામે ઉતરિયે ભવપારજો.
અપરમાને વચને ધ્રુવજી વનગયા, નારદજીએ દીધો છે ઉપદેશજો,
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય તે મનમાં આણિયાં, પ્રભુ પુજ્યા કાંઇ ત્યાં જઇ બાળે વેશજો.
દૈત્યપુત્ર પ્રહ્લાદજી આગેથયા, લાગ્યો છે કાંઇ પિતા પુત્રને વાદજો.
સ્તંભ થકી પ્રગટ્યારે નરસિંહ રૂપધરી, શ્રીમહાપ્રભુએ દીધો તેને સાદજો.
લાખા ગ્રહમાં પાંડવોને આવી મળ્યા, ભક્તજનોને દીધી છે. ધણી ધીરજો.

સ્મરણ પહેલાં આવ્યા છોરે તમે સદા, ભક્તજન ઉગાર્યા
પાંચે વીરજો. ૧
સુદામાનું દરિદ્રપણું તે જાણીયું, મુષ્ટિતાંદુલ આરોગ્યા મહારાજજો
દાસ દયાના પ્રભુજીએ કરૂણા કરી, ભક્ત જનનાં કીધાં કોટીક
કાજજો. સર્વ.

## પદ ૨૦.

એક વર્યો ગોપીજનવલ્લભ, નહીં સ્વામી બીજો,
નહીં સ્વામી બીજોરે મ્હારે, નહીં સ્વામી બીજો. એક. ટેક.
અવર કોઇનું કામ ન મ્હારે, રીઝો કે ખીજો;
કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીજો;
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં, મન રખે ભીજો. એક. ૧
સુખી દુઃખી ગમે તેમ રાખે, એના ગુણ ગાઉં;
વિના મૂલનો ઘરનો ગુલામ, વેચે ત્યાં વેચાઉં;
એજ ગમ્યો એથી મનમાન્યું, બીજો નવ ચાહું;
એના અતિ અવતાર વિના હું કોઇનો દાસ ન કહેવાઉં. એક. ૨
કૃષ્ણ વિના શિર અવર નમે તો છેદનનો દંડ,
નંદકુંવર વણ નામ જપે તો જીભ્હા કરૂં શતખંડ. એક. ૩
અવર દેવની આશા કરે, અઘ ભજે વળી બ્રહ્માંડ.
અન્ય અમર દર્શને દોડે પગ, તો પાડું પિંડ. એક. ૪
હું હારીલ કાઠી હરિદૃઢવત, ધારી તે ધારી;
અનન્ય પતિવ્રત જેને નહીં, તે કહીએ વ્યભિચારી.
શ્રી ગુરૂદેવને ભજો દયો કહે સદા ટેક મારી. એક. ૫

## ગરબી ૨૧.

રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ રાધા વ્રજરાય,
રાધાકૃષ્ણ ગાય તેનાં પાપ તાપ જાય;
પાપ તાપ જાય, તારા હૃદેમાં સમાય, વ્રજલાડીલા હારાજ. રાધા. ૧
જપ તપ તીરથ દાનથી કંઇ કામ,
નહીં પોહોચે શ્રમ કંઇ નહીં બેસે દામ:
નહિ બેસે દામ, સેજે રીઝે સુંદર શ્યામ, વ્રજ લાડીલા. રાધા. ૨
રાધા પૂર્ણ પુણ્યથી પ્રતીતિનામ,
નામનો વિશ્વાસ આવે સરે સઘળાં કામ;
સરે સઘળાં કામ આપે વૈકુંઠ ધામ. વ્રજ લાડીલા. રાધા. ૩
કળીમાં કેવળ કૃષ્ણનામનો આધાર,
સહુ વેદ શાસ્ત્ર શોધ્યું નિકળ્યો એક સાર;
નીકળ્યો એકસાર, **દયાપ્રીતમ નંદકુમાર.** વ્રજ લાડીલા. રાધા.૪

## દિવ્યલીલાસ્થળ. ગરબો. ૨૨

શ્રી વૃંદાવન સુખકારીરે, સમરે નાસે સહુ પીડા.
જ્યહાં શ્રી રાધા ગિરિધારીરે, સદા કરે છે રસક્રીડા.
જ્યહાં રસમય ગિરિ ગોવર્ધનરે, રસમય શ્રી યમુનારાણી.
રસરૂપ વૃક્ષ ને વેલીરે, પૃથ્વી રસમય લો જાણી.
રસરૂપ ચંદ્રમા અચલિતરે, રસમય છે દિવસરેની:
રસરૂપ સર્વ સામગ્રીરે, યુગલ રૂપને સુખદેની;
જ્યહાં ખટ ઋતુ સદા વસે છેરે, જે મન ઇચ્છે તે થાયે.
છે સર્વ સમય હરિ સ્વાધીનરે, દિવસ રાત પણ થઇ જાયે.
જ્યહાં પ્રવેશ નહિ કોઇ પરનોરે, નવ ચાલે કોઇની માયા

ગોપી પણ તે સહુ ગોવિંદરે, જેમ કાંઇ સ્વરૂપ ને છાયા.
જયહાં પુરૂષ એક પુરૂષોત્તમરે, બાકી સર્વે વ્રજનારી;
તેમાં લલિતા મુખ્ય સખી છે રે, મધ્ય બેઉની અધીકારી.
જ્યહાં યુગલકિશોર રમે છે રે, નવ રસ લીલા નિત્યનવી,
અનુભવીનું અંતર જાણેરે, શકે વર્ણવી કેમ કવિ?
જ્ઞાનીની ગતિ નવ પહોંચેરે, પ્રેમ રસ પ્રેમીને ઝરે;
જ્યમ દૂધ સિંહણ કેરૂંરે, સિંહણ સુત હોય તોજ ઠરે.
એ પ્રેમ પરમ આનંદ રસરે, રખે વિષય રસ સમ આણે;
એમાં શુક મુનિ ને શિવ છાકયારે, તે શું કામીજન જાણે.
જેણે કામને મોહ પમાડયોરે, તે પ્રભુ કામવશ કેમ થાયે;
શ્રી કૃષ્ણ રસ ક્રીડા ગાતાંરે, કામરોગ ઉરથી જાયે.
મહા અધમનો ઉદ્ધાર કરવારે, ભૂતળ લીલા કરી નાથે;
જેમ મૃત વિષ જવરવાળાનેરે, તેજ અમૃત ઔષધ સાથે.
હોય જીવની અવળી બુદ્ધિરે, માટે એ શિક્ષા ભાખી;
સમજી અનુભવતાં નિર્મળરે, થાશો શ્રી ભાગવત સાખી.
એ ભાવે હરિરસ ગાતાંરે, સુણતાં હરિ વહાલા થાશે;
ભજો દાસ દયાના પ્રીતમરે, સહુ સુખ સહેજે થઇ જાશે.

## ગરબી. ૨૩

હો પ્રિય બહેની, (૨) હરિજ્ઞાન વિના સંસારતો સર્વ અસાર છે;
જગમાં જન્મી, (૨) હરિ સ્વરૂપ જાણ્યાથી ભવનો પાર છે. ટેક.
પૂર્વે જો મૈત્રેયી નારી, મુનિ યાજ્ઞવલ્ક્યની સ્ત્રી સારી;
શ્રેષ્ઠું જ્ઞાન પ્રપંચને વિસારી. હો પ્રિય. ૧

ગાર્ગી પણ સ્ત્રી જાતિ કહાવી, જેને અન્ય વાત ઉર ના ભાવી;
**થઇ નિર્ભય પુરૂષ પદે આવી.** **હો પ્રિય. ૨**
વિષયાએ વિદ્યા જો ધારી, વરી ચંદ્રહાસને ઉગારી;
અંતે જો રૂક્મિણી ભણનારી. હો પ્રિય. ૩
ધન્ય ભક્તિવંત મીરાંબાઇ, અનન્ય ભજી શ્રી વ્રજરાઇ;
દ્વારકાધીશમાં તેહ સમાઇ. હો પ્રિય. ૪
દ્રૌપદી ચીર પૂર્યાં બહુ હરિ, જયદેવની સ્ત્રી મુઇ જીવતી કરી;
ભક્તિએ કુંતાધીન હરિ. હો પ્રિય. ૫
વિઠ્ઠલ ભક્તિવંત મુક્તાબાઇ, જેની છાંણે વિઠ્ઠલ ધ્વનિઆઇ;
દલણું દળિયું વિઠ્ઠલ રાઇ હો પ્રિય. ૬
કરમાની ક્ષિપ્રા વ્હાલ વિચારી, જમીયા જગદીશ્વર ગિરિધારી;
શબરી ફળ ખાધાં અવધબિહારી. હો પ્રિય. ૭
શતરૂપા દેવહુતી ને સુનિતી, વિંધ્યા વળી યજ્ઞપત્નીને ગોપીજનપ્રીતિ,
ભાગવત પુરાણથી લ્યોને પ્રતીતિ. હો પ્રિય. ૮
એવી અગણિત સતી કૃતિને ન્યાળી, સાચું સુખ લેવું મોહને ટાળી;
ગુણવંતી થશો અતિ ભાગ્યશાળી. હો પ્રિય. ૯
જ્ઞાને પ્રેમ જેનો પ્રભુ શું લાગે, તેના સર્વ દુઃખ સહેજે ભાગે;
**દયો** કરગરી એ કૃષ્ણ પાસે માગે. હો પ્રિય. ૧૦

## પદ ૨૪.

વૈષ્ણવ નથી થયો તું રે, શીદને ગુમાનમાં ઘુમે છે;
હરિજન નથી થયો તું રે.
હરિજન જોઇ હૈડું નવ હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં;
કામધામ ચટકી નથી છટકી, ક્રોધે લોચન રાતાં. વૈષ્ણવ. ૧

તુજ સંગે કોઇ વૈષ્ણવ થાએ, તો તું વૈષ્ણવ સાચો,
તારા સંગનો રંગ ન લાગે, તાંહાં લગી તું કાચો. વૈ. ૨
પરદુઃખ દેખી હૃદે ન દાઝે, પરનિંદા નથી ડરતો,
વહાલ નથી વિઠ્ઠલશું સાચું, હઠે ન હું હું કરતો. વૈ ૩
પરોપકારે પ્રીત ન તુજને; સ્વારથ છૂટયો છે નહીં;
કહેણી તેહેવી રહેણી ન મળે, કાંહાં લખ્યું એમ કહેની. વૈ. ૪
ભજવાની રૂચી નથી મનનિશ્ચે, નથી હરિનો વિશ્વાસ;
જગત તણી આશા છે જહાંલગી જગત ગુરૂ તું દાસ. વૈ. ૫
મન તણો ગુરૂ મનને કરીશ તો; સાચી વસ્તુ જડશે;
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે. વૈ. ૬

## કૃતાર્થતા પદ ૨૫.

જેને હૃદએ અખંડ રસિકરૂપ, તેને કાંઇ નથી કરવું રે;
નિત્ય પ્રાત રટે રાધા વ્રજભુપ, તેને બાકી નથી તરવું રે
દૃઢ આશ્રય શ્રીવલ્લભ દેવ, તેને કાંઈ નથી કરવું રે,
આત્મનિવદન ભાવે કરે સેવ; તેને બાકી નથી તરવું રે.
જે જીવ ગયા શ્રીનાથજીને શરણ. તેને કાંઇ.
એનું મટીગયું જન્મ અને મરણ, તેને બાકી.
અનન્ય ભક્તિ અખંડ સત્સંગ, તેને કાંઇ.
દયા પ્રીતમજી શું લાગ્યો જેને રંગ. તેને બાકી.

## પદ ૨૬.

હરદમ કૃષ્ણ કહે શ્રી કૃષ્ણ કહે તૂં જબાં (જીભ) મેરી,
યેહી મતલબકે ખાતર કરતાહું ખુશામત મેં તેરી. ૧
દહીં ઔર દૂધ સક્કર દેતાહૂં હરવખ્ત તુઝે,
તોભી હરરોજ હરિનામ સુનાતી ના મુઝે.

કરે ગુન ગાન ગોવિંદકા તો મુખમેં પરી રહે ભલા,
નહીં તો મેં એંચ (ખેંચ) નીકાલૂંગા, ક્યા મુખ ચામ ભલા.
ખોઈ જીંદગાનો સારી, સોઇ ગુન્હા માફ તેરા.
**દયા પ્રીતમ** નામ ભૂલે મત, આખર બખ્ત મેરા.

## દીનતા આશ્રય અનન્યતા ૨૭.

હું સેવું ગિરિધરન છબીલો, શ્રીમોહનલાલ રંગીલો શ્યામ;
ઓર અનેક અવતાર ધરે હેં વામું નહિ મેરે કછુકામ. હું સેવું.
(જાકી) જનની જસોદા પિતાનંદજુ, બડો ભૈયા જાકો બલરામ,
(જાકી) ત્રિયા વૃષભાન નંદિની, શ્રી રાધાજુ વાકો નામ. હું સેવું.
(જાકે) ગિરિ ગોવર્ધન મથુરા નગરી, વ્રજ વૃન્દાવન શ્રીગોકુલગામ;
**માણેકચંદ**કું એહી કૃપા ફલ,નિત્ય પ્રતિદર્શન વ્રજમેંઠામ. હું સેવું.

## પ્રભાતીયું ૨૮.

પ્રભાતના પહોરમાં, દીઠા ડાકોરમાં, ડીક ઠાકોર શું મન મોહ્યું.
રણછોડરાય છે, ભક્ત જોવા જાય છે, ગોમતી ગંગમાં અંગ ધોયું.
ગોમતી ઘાટમાં, મળ્યા પ્રભુ વાટમાં, સેજમાં શામળે સામું જોયું.
નરહરી નીરખીયા પ્રેમથી પરખીયા, પલક ઘડી એકમાં પાપ ધોયું.
દૈવત દેખાડીયાં ચૌદ રત્ન કહાડીયાં, કામધેનું ગાયનું દુધ દોયું.
વેદની વાતમાં સમુદર સાથમાં, નાગને નેતરે નીર વલોવ્યું,
બોડાણોજી લાવીયા ડંકપુર આવીયા, સરવના મનમાં શુભ સોયું.
સ્વામી **આશારામ**ના નવેખંડ નામના, શામળે ચિત્તમાંચિત્ત પ્રોયું

## પાઠ ૫ મો.

## રસોઈની રીતો.

આજ શનિવારે નિશાળ સવારની હતી, મહેતાજીના

આવતા પહેલા નિશાળ ઉઘડી ગઇ, બધી છોકરીઓ આજે **વહેલી** આવી હતી કારણ કે ટાઇમટેબલ પ્રમાણે દર શનિવારે રસોઈ કરવાનું શીખવાડવામાં આવતું હતું. તેથી છોકરીઓ આપસમાં વાતો કરવા લાગી કે આજે તો રસોઇ કરતાં શીખવાનું છે, કેમ **સુશીલા** તમે શું કરશો ?

**બ્હેનપુષ્પા**—હું તો પુરી કેમ કરવી તે શીખવા ઇચ્છું છું.

**જયાગૌરી**—બ્હેન પુરી કરતાં વેઢમી શીખે તો ઠીક.

**યશવન્તી**—બ્હેન, પાપડ કરવાની રીત શીખાય તો ઠીક.

**વ્રજબાળા**—હા હા ! એ ઠીક છે.

**ભાનુમતિ**—હા હા ! તમને એ બહુ ભાવે છે !

એટલામાં મહેતીજી આવી પહોંચ્યાં. વર્ગની બધી બ્હેનો ઉભી થઇ હાથ જોડી રજા લેઇ બેસી ગયાં.

**મહેતીજી**—કેમ બ્હેનો ? શું વાતો કરતાં હતાં ?

**ચંદ્રભાગા**—બ્હેન ! આજે તો રસોઇ શીખવાડવાનો વિષય છે તેની વાતો કરતાં હતાં કે આજે શું શીખવું છે.

**મહેતીજી**—શું નિર્ણય ઉપર આવ્યાં છો ?

**કુસુમમાલતી**—કોઇ પુરી, કોઈ વેઢમી. કોઇ પાપડ, એમ એમ વાતો કરતાં હતાં કંઈ નક્કી નથી કર્યું.

**મહેતીજી**—બ્હેનો ! એકદમ એવી ભારે વસ્તુઓ ન આવડે, માટે જુઓ, દાળ, ભાત, શાક, કરવાનું તો તમે જાણો છો. હવે રોટલી, પુરી એવું શીખો.

**માલતી**—બ્હેન ! તે દિવસે હું હાજર નહોતી માટે જરા મને સમજાવવા મહેરબાની કરો તો સારૂં.

**મહેતીજી**—ચાલો ત્યારે આ.જે ફરીથી પુનરાવૃત્તિ કરીએ કહો **લીલા**? દાળ, ભાત, શી રીતે થાય? તમને તો શીખવાડયું છે; કહી જાઓ.

**લીલા**—પાણી ખુબ ગરમ થાય, આધણ ઉકળે ત્યારે દાળ ઓરવી. ઠંડા પાણીમાં ઠાંગળાઇ જાય, તેને ચઢતાં-ઓગળતાં ઘણીવાર લાગે, સારી ઓગળ્યા પછી તેમાં આંબલી કે કોકમ અમચુર નાખવા. પછી મસાલો, મીઠું, મરચું, ધાણાજીરૂં, કોથમીર, ગોળ નાંખી પછી હીંગ મુકી વઘાર કરવો.

**મહેતીજી**—હંસા બ્હેન ભાત કેમ કરવા કહો જોઇએ?

**હંસા**—ચોખા વીણી ઝાટકી તેને ત્રણ વખત ધોયા પછી ૧ કલાક પલાળી મુકવા. સારૂં આધણ થએ ઓરવા પછી ઉભરો આવે ત્યારે હલાવીને ઉતારી ઓસાવી નાંખવા જરા કડક ઉતારવાથી ચોખા છુટા થશે.

**મહેતીજી**—તારામતી? કહો ઓસાવવાની બીજી કયી કયી ચીજો છે?

**તારામતી**—ઘઉંના લોટની સેવો, કઠોળ, વાલ, ચણા વટાણા એ સારા ચઢયા પછી ઓસાવી તેલ વઘારે મુકી વઘાર કરવો.

**મહેતીજી**—વાહ! આવડે છે ખરૂં!

**તારામતી**—મારી મોટી બ્હેને શીખવાડયું છે.

**મહેતીજી**—આવી ચીજો નિશાળ કરતાં ઘેર મા, કે મોટી બ્હેન, ફોઇ, માશી વગેરે હોય તેમની પાસે સારૂં શીખાય છે. અથવા પ્રથમ પાઠ ૧ લામાં કહી ગયા પ્રમાણે

તમે રસોઈમાં મદદ કરતાં રહો તો દેખા દેખી આવડી જાય કહો **સવિતા** બહેન ? બટાકાનું શાક કેમ કરશો ?

**સુલોચના બોલી, બ્હેન હું કહું ?**

**મહેતીજી**—બહુ ડાહી, "સમજે નહિ ને સરખો ભાગ માગે;" તે દહાડે તો કશું આવડયું નહિ તને પુછું ત્યારે કહેજે.

**સવિતા**—બટાકા સુધારી, ધોઇ, તેલનો વઘાર કરી તેમાં હીંગ, મેથી, રાઇ, અડદની દાળ મુકી, આખાં મરચાં નાંખી વઘારીને પાણી રેડી સારા ચડી જાય ત્યારે ઉતારવા.

**મહેતીજી**—કેટલાક તેમાં ગોળ આંબલીનું પાણી થોડું નાખે છે. તેથી વધારે સ્વાદિષ્ટ થાય છે. **સુલોચના**! બોલ જોઇએ, બટાકા બીજી કઇ રીતે થાય છે. તેને ના આવડ્યું એટલે **ચંદ્રાવળી** બોલી બ્હેન, બટાકા આખા બાફવા, સારા ચઢી જાય ત્યારે ફોલીને સમારીને સવિતા બ્હેનના કહેવા પ્રમાણે વઘારવા.

**મહેતીજી**—તેમાં ગોળ આંબલી ના છાંટીએ તો કોરા થાય, પણ તેમાં તેલ વધારે જોઇએ. આ શીવાય બાફવાનાં બીજાં ઘણા શાક છે. શકરીયાં, સુરણ, રતાળુ, અળવી, વગેરે બાફીને થાય છે.

**મહેતીજી**—રોટલી કરતાં જેવી તેવી આવડતી હોય તે હાથ ઉંચો કરે. **શારદા, મનોરમા, શાન્તાગૌરીએ** હાથ ઉંચા કર્યા.

**મહેતીજી**—કહો **શારદા** બ્હેન શી રીતે રોટલી કરો છો ?

**શારદા**—ઘઉંનો લોટ પાણીથી બાંધવો, બહુ ઢીલો નહિ તેમ કઠણ પણ નહિ, પછી તેને થોડું થોડું પાણી લેઈ કેળ-વવો, જરા ઘી વાળા હાથ કરીને કેળવ્યાથી કણુક સુંવાળી થશે એક દિવસે તો મારાં બ્હેન તારામતીએ કણુક બાંધતાં તેમાં ઝીણા ઝીણા ગાંઠા રહ્યા હતા તેથી વેલણ મારીને મને શીખવાડયું હતું ત્યારથી કણુક કેળવવામાં હું ઘણી કાળજી રાખું છું. કણુક સારી કેળવાય તો રોટલી સુંવાળી થાય.

**મહેતીજી**—મનોરમા? પછી કેમ કરવું?

**મનોરમા**—નાના નાના ગોળ લીંબુ જેવડા લુઆ કરવા ને બરાબર ગોળ વણવા, રોટલી લાંબી ટુંકી ન થાય બરાબર ગોળ થવીજ જોઇએ તે માટે તો બહુ દિવસ લાગે ને ના આવડે તો **શારદાની** માફક મેથીપાક પણ મળે. મને મારાં **હીરા** બ્હેને મારીને શીખવાડી છે.

**મહેતીજી**—માર વિના તમે શીખો તેમ નથી તો! કહો **માલતી** બ્હેન! હવે તમે સમજ્યાં! આ પ્રમાણે થોડું થોડું રોજ કરજો તમારાં મા તો શીખવાડે તેવાં છે. શીખતાં જજો હું **જસોદા** બ્હેનને કહીશ. તમને શીખવાડતાં રહે, નિશાળમાં ટુંકા-રાથી બોલાવાનો રીવાજ નથી માટે દરેકને માનપૂર્વક બોલાવવું.

**મહેતીજી**—પુરી કેમ કરવી તે શીખવાડું. ચાલો **સુભદ્રા** બ્હેન! લાવો લોટ શેર ૧. તેમાં ઘી રૂ. ૫) ભાર નાંખો ને તેને મોહીને પાણીથી કઠણ બાંધો (દુધથી પણ બંધાય છે.) કઠણ બાંધજો પછી થોડું ઘી લઇ લોટ કેળવો પછી સોપારી

જેવડાં લુઆ કરો. થાળી ઉંધી નાખી વેલણુથી બરાબર ગોળ વણો. લંબગોળ ન થવી જોઇએ.

**આનંદગૌરી, વસુમતી** એવીજ ૪--૫ છોકરીઓને વણુવા બેસાડી. અરધી થઈ એટલે એક લોઢાની પેણી (પીત્તળની હોય તો વધારે સારૂં) માં ઘી મુકી બરાબર ઘી કકડે ત્યારે તેમાં પુરી ૩--૪ સાથે મુકો. એકબાજુ ફુલશે એટલે તેને ઉથલાવી નાખો, પછી જરા કડક થાય કે સોયાવતી બહાર કાઢો પછી ખાવા બેસો. પુરી તૈયાર થઇ ગઇ.

પેણીમાં વધેલા ઘીમાં થોડું બીજું વધારે ઉમેરી શેર ૦। ને આશરે થાય તે ઉનું થાય એટલે તેમાં લોટ શેર ૦। નાખવો. ને હલાવતા રહેવું. જ્યારે લોટ શેકાઇને લાલ થાય અગર શેકાયો છે તેવી સોડમ આવે એટલે તેમાં પાણી શેર ૦॥ નાખવું ને થોડીવાર રહેવા દેવું. પછી હલાવી ખાંડ શેર ૦। નાખી પછી થોડો વખત હલાવતાં જવું ને શેકતા જવું એટલે **શીરો** પણ તૈયાર થયો. જુઓ શીરો પુરી કરતાં આવડી ?

**બધાં**—હા બ્હેન આવડી.

## હવે રહી વેઢમી.

**મહેતીજી**—બ્હેનો ! તુવેરની દાળ બરાબર સારી ઓગળી જાય એટલે તેમાંનું પાણી કાઢી નાખી. તે દાળ બરાબર ગોળ સારો ઉંચી જાતનો નાખવો, જો ખાંડ નાંખવી હોય તો તેથી સવાગણી નાખી, તેમાં મેળવી દઇ, ચુલા ઉપર ખદખદાવવી. ખાંડ કે ગોળ નાખ્યો હોય તેનું પાણી થઇ જશે. તે બધું બળી જાય ને દાળ સાથે મળી જાય એટલે માવો થયો કહેવાય. તેને નીચે ઉતારી તેમાં એલચી, ખસખસ, કોપરૂ છીણીને

નાંખવું. રોટલી માટે લોટ બાંધીએ છીએ, તેવો લોટ બાંધી સારો કેળવી એકલુઓ લેઇ તેને રોટલી માફક વણી, તેમાં તૈયાર થયેલા માવામાંથી રૂ. ૨) ભાર આશરે માવો લઇ; રોટલીમાં વચ્ચે મુકી બીડી દેવી, પછી તેને અટામણુ લેઇને વણી તૈયાર કરી સગડી કે ચુલા ઉપર લોઢી મુકી તે તપે એટલે વેઢમી તેમાં રોટલીની માફકજ ચઢવવા મુકવી સારી શેકાઇ ને ચઢી તૈયાર થાય એટલે ઉતારી એક ઘીના વાસણમાં બોળી દેવી. એ પ્રમાણે વેઢમી તૈયાર થાય છે.

બ્હેન ચમ્પાગૌરી ! આવતા શનિવારે વેઢમી શીખવાડીશું કેમ મરજી છે ને ?

**બધાં**—હા બેન !

**મા અગર મ્હોટી બ્હેને**—દરરોજ થોડી થોડી રસોઇ કરતાં શીખવાડવું; જેથી ભવિષ્યમાં તેનો ગૃહસંસાર સારો નભે પણ તને નથી આવડતું, ના રાંડ ! એમ કહી માર મારીને કાઢી ન મુકવી પણ તેને પ્રેમથી–સ્નેહથી રમાડીને શીખવાડવું.

---

## પાઠ ૬ ઠો.

## છોડીઓને ભણવાની શી જરૂર છે ?

બ્હેનો ! તમારે બે પ્રકારની વિદ્યા ભણવાની છે.

**૧ ઘરના કામકાજ ને રસોઇની વિદ્યા.**

**૨ શાળામાં ભણવાની વિદ્યા.**

એ બે પ્રકારની વિદ્યા તમારે ભણવી જોઇએ, પહેલી તો તમને ઘરના કામમાં મા, બ્હેનને, મદદ કરો તો આવડી જાય તે માટે પાછળના પાઠોમાં કહી ગયા છીએ. તે મુજબ વર્તવું.

હવે રહી શાળાની વિદ્યા ! જુઓ; તમે હાલ તો બાળક છો, પણ પછી મોટાં થશો, પરણશો, સાસરે જશો, ત્યાં ઘરના હિસાબ રાખવા પડશે, તેમાં વાંચવા લખવાની જરૂર પડશે, તમારે આખા ઘરનો ભાર ઉપાડવો પડશે, તમારે કેટલાંક પરોપકારનાં કામો કરવાં પડશે, તમારો ગૃહસંસાર સારો નભશે, ટુંકામાં તમે એક આદર્શ ગૃહિણી બનશો. તેટલા માટે ભણવાની ખાસ આવશ્યકતા છે. તે બધું તમે સારી વિદ્યા ભણ્યાં હશો તો કરી શકશો. કવિ **નર્મદાશંકર** કહે છે કે:-

**ભણવા પર પ્રીતિ અધિક રમવા કરતાં રાખ,**
**બચપણ બાગ જુવાનીનો ભણેલ પુરે શાખ.**

જુઓ ! વિદ્યાની મજા કેટલી છે તે બતાવું સાંભળો. વિદ્યા વિનાનું જીવન વ્યર્થ છે, ભારતની ઉન્નતિ વિદ્યાથી થઇ શકે, અરે ! નૈતિક ને ધાર્મિક વિદ્યામાં તો આપણો ભારતવર્ષ કેન્દ્રસ્થાન ભોગવે છે. આપણે જેટલી ઉત્તમ વસ્તુ પહેરવાની, ઓઢવાની, ખાવાની, પીવાની, વાપરવાની, રમવાની, રેલવે, તાર, ટેલીફોન; આગબોટ, વગેરે જોઇએ છીએ તે બધી વસ્તુ માત્ર સારી વિદ્યા ભણનારને બનાવવી, તેમજ મેળવવી સ્હેલ છે. વસ્તુ માત્રની ઉન્નતિનું મૂળ વિદ્યા છે, નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે,

**विद्या ददाति विनयं विनयाद्याति पात्रताम् ।**
**पात्रत्वा नमाप्नोति धनाद्धर्मं ततः सुखम् ॥**
**यौवन सम्पन्ना विशाल लसम्भवाः ।**
**विद्याहीना न शोभन्ते निर्गंधा इव किंशुकाः ॥**

**विद्वत्वं च नृपत्वं च नैव तुल्यं कदाचन ।**
**स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥**

"વિદ્યાથી વિનય આવે છે, વિનયથી યોગ્યતા આવે છે. યોગ્યતાથી ધન આવે, ધનથી ધર્મ આવે અને ધર્મથી આલોક ને પરલોક સુધરી જાય છે."

"માણસ ગમે તેવો રૂપ ને યૌવન સમ્પન્ન હોય. ઉચ્ચકુળમાં જન્મ લીધો હોય, પરંતુ વિદ્યા વિના તે કંઈ શોભા આપતાં નથી. સુગંધી વિનાનાં ફુલ આપણે ન લેતાં મોગરા ગુલાબનેજ લઇએ છીએ, તેમ આપણને કોઇ પણ પૂછતુંજ નથી. એક વિદ્વાન હોય ને એક રાજા હોય એ બેની બરોબરી થઇ શકતી નથી, કારણકે રાજાને તો માત્ર પોતાનું રાજ્ય હોય ત્યાંજ તેને માન મળે છે, પણ વિદ્વાનને આખા મુલક-દેશમાં માન મળે છે.

**એક કવિ કહે છે-વિદ્યા છે તો બીજાં ઘરેણાંની શી જરૂર છે. મતલબ કે વિદ્યા એ ભૂષણ છે.**

**મહેતીજી**—બ્હેન મધુકાન્તા! કહો તમને ભણવું ગમે છે કે મૂર્ખ રહેવું ગમે છે!

**મધુકાન્તા**—ભણવું ગમે છે.

**મહેતીજી**—મ્હારી વ્હાલી બ્હેનો! જો તમારે ડાહ્યાં થવું હોય તો ધ્યાન દેઇને ભણો, ધનવાન થવું હોય તો ભણો, માન મેળવવું હોય તો ભણો, માન અપમાન સહન કરીને પણ ભણો. દેશને ફાયદો કરવો હોય તો ભણો. પરોપકાર કરવો

હોય તો ભણો, નીતિનાં ને ધર્મનાં પુસ્તકો વાંચવાં હોય તો ભણો. આલોક ને પરલોક સુધારવું હોય તો ભણો. ટુંકામાં તમે ભણશો તોજ સુખી થશો, નહિતો મા, બાપને, સાસુને, પતિને, નણંદને જેઠાણીને, દેરાણીને આંખના પાટા જેવાં લાગશો.

ભણશો તો સાસરે માન જળવાશે, ને સહુ તમારા ઉપર પ્રીતી રાખશે. કોઇ કહેશે કે, **છોડીઓને તે વળી ભણીને ક્યાં નોકરી કરવા જવું છે.** લખતાં વાંચતાં આવડે એટલે બસ, ૪-૫ ચોપડીઓ ભણશો તો બસ છે. પણ એ માનવું ભુલ ભરેલું છે. જેમ વધારે ભણો તેમ વધારે ફાયદો છે. વસુમતીબ્હેન ! કહો જોઇએ ? ૪-૫ ચોપડી ભણવી કે આગળ જવું સારૂં છે ?

**વસુમતી**—બ્હેન !–આગળ ભણાય તો સારૂંજને, મારી પાડોશમાં **અમિતા** બ્હેન હમણાં બી. એ માં પાસ થયાં તેમને માન આપવાના કેટલાય મેળાવડા થયા. એક તો એમને ચાંદીનો રકાબી પ્યાલા મળ્યો છે.

**મહેતીજી**—બ્હેનો ! તમે પણ વધારે ભણો તો માન મળે.

**રમા**—**બ્હેન ! આ શારદા** તો ઠોઠજ **રહેવાની છે,** તે કંઇ ચિત્ત રાખીને ભણતી નથી.

**મહેતીજી**—બહુ ડાહી ! " ગાંડી સાસરે ન જાય ને ડાહીને શીખામણ દે. " તું તારૂં સંભાળને, તને કેટલુંક આવડી જાય છે. ગઇ કાલેજ દાખલા ખોટા હતા.

**મુક્તા**—બ્હેન ? આજનો પાઠ તો બહુ સારો છે હો. આવા આવા પાઠ રોજ ભણાવો તો સારૂં.

**મહેતીજી**—બ્હેનો આવતી કાલે પુનમની રજા છે. માટે

આપણે બધાં મળીને ઉજાણી કરીશું; માટે તમારાં માબાપની રજા લેઇ, તેઓ આપે તેવી વસ્તુ ખાવાની થોડી થોડી લેતાં આવજો. જેની મા ના આપે તે ના લાવે, બસ, ચાલો ઉભી થાઓ પ્રાર્થના કરો પછી લેશન શરૂ કરીએ.

(ગુલાબ વાડી ચોટા વચ્ચે રોપીરે-" એ રાગ)

નિત્ય નિત્ય ઉઠી નીયમિત ભણવા આવે રે,
ભણેલી ભામા નિજ ગૃહ સરસ સુહાવેરે,
નીતિ શીખીને ગુરૂને શીશ નમાવે રે,
ગુણિયલ ભામા ગુર્જરી ભૂમિ દીપાવેરે,
અભણપણાથી ગુજરાતે અંધારૂં રે,
તજાવજો અજ્ઞાન, ભણાવી અમારૂં રે,
જન અંતરમાં જ્ઞાનદીપક વીણ ગાંડું રે,
ભણેલ વર્તે સૌને સમજી ભાંડુરે,
અસલ આપણી સ્થિતિ મૂકી વિસરાતીરે.
સમજી ભણાવો તનયા, સહુ ગુજરાતીરે.

ભણેલાં હો તો ભાગવત, ગીતા, રામાયણ, મહાભારત વગેરે સારી વાર્તાઓ અને એવાંજ બીજાં ધર્મનાં પુસ્તકો પણ વાંચી શકો. તેના અર્થ પણ સમજી શકો. સારાં ગીતો-ભજનો પણ ગાઇ શકો.

**શીખામણ**—જે વિદ્યારૂપી ધન છે તો બીજા ધનની જરૂર નથી, જે વિદ્યારૂપી ઘરેણું છે તો બીજા ઘરેણાની જરૂર નથી, જે વિદ્યારૂપી સુખ હશે તો બીજા સુખની જરૂર નથી, અન્નદાન કરતાં વિદ્યાદાન શ્રેષ્ઠ છે. એ સમજવું.

## પાઠ ૭ મો.

### છોકરીઓની ઉજાણી-ભાગ ૧ લો.

ગઇ કાલના સંકેત પ્રમાણે સર્વ છોકરીઓ ઉજાણી માટે પોત પોતાના ઘેરથી વિધવિધ વસ્તુઓ લેઇ આવી હતી.

સરખી સાહેલીઓ ભેગી થઇ ગઇ એટલે ન્હાની છોડીઓ ને મોટી છોડીઓ એમ બે વર્ગ પાડી દીધા.

નાની છોકરીઓ આપસમાં ઘેરથી લાવેલી વસ્તુઓ એક બીજાને આપે અને સંપસંપીને વ્હેંચી ખાય. એક **સોમી** નામની છોડી કંઈ લાવી નહોતી. તેને **કાન્તાએ** પૂછયું, અલી તું કેમ કંઇ લાવી નથી. ?

**સોમી**—બ્હેન મ્હારી બાએ મને કંઇ આપ્યું નથી અમે રહ્યાં ગરીબ તે કયાંથી લાવીએ, હશે હું તો મારી મેળે બેસી રહી વાતો કરીશ.

**કાન્તા**—ના બ્હેન એમ તે કંઇ થાય ? અલીઓ ! બધાં આ સોમી બ્હેનને થોડું થોડું દરેક વસ્તુમાંથી આપો, ભગવાન કરે તે ખરૂં. એ બિચારી ગરીબ કયાંથી લાવે, સોમી બ્હેન ! હશે ચિંતા કરીશ નહિ ! આપણે બધાં એક પરમેશ્વરનાંજ છોકરાં છીએ. સંપથી રહેવું ને સત્ય માર્ગે ચાલવું તો ભગવાન મદદ કરશે.( દરેક થોડું થોડું **સોમીને** આપે છે.)

**સોમીના**તો બે હાથ ભરાઈ ગયા ને પેટ પણ ભરાઇ ગયું પછી બધાએ મળી ગીતો ગાવાની શરૂઆત કરી.

### ગરબી.

**આ અલીઓ. હળી મળી આવો આજ, આપણે કરીએ ઉજાણી.**

સૌ કાંઇ કાંઇ ઘરથી લાવો આજ, આપણે.
કો લાવી ચણા, કો ધાણી આજ, આપણે.
કો કોપરૂ ખાંડ તો આણી આજ, આપણે.
કો ખજૂર ખોળી લાવી આજ. આપણે.
કો ચારોળી ચાવતી આવી, આજ, આપણે.
કો કહે થઇ એતો અજીઠી, આજ, આપણે.
કો લાવી બદામો મીઠી, આજ, આપણે.
કો એ પસ્તાં સસ્તાં આણ્યાં, આજ, આપણે.
સૌએ ખોરાં ખુબ વખાણ્યાં, આજ, આપણે.
કો કોકડીઓ, કો દ્રાખો, આજ, આપણે.
કો લાવી મૂળો આખો, આજ, આપણે.
કા બરફી ફર્ફજ સરખી, આજ, આપણે.
જોઈ બાલક કૂદ્યાં હરખી આજ. આપણે.
કો પેંડો લાવી, પ્રેમે આજ, આપણે.
નહિ કોઇથી ભાંગ્યો કેમે આજ, આપણે.
પણ પત્થરથી તે હાર્યો, આજ, આપણે.
કો લાવી લાડવો સારો આજ, આપણે.
કો કહે ન ખપે એ અમને, આજ, આપણે.
કહ્યું નહિજ મૂકિયે તમને, આજ, આપણે.
સૌ વ્હાલથી વેંચી ખાએ આજ, આપણે.
ખાઇ પીને ગરબા ગાએ આજ, આપણે.

ગીત પુરૂં થયું એટલે **ચંદ્રાવલી** બોલી, બ્હેનો આજે પૂનમ છે માટે ચાલો ગરબા ગાઇએ.

ઇન્દુ—બ્હેન પદ્મા તમને પેલું બાગનું ગીત આવડે છે તે બોલો ને?

બે છોકરીઓ બોલવા લાગી.

## બાગ.

પ્ર. આતે બાગ કેવા. જ. ઝાડ ઉગે એવા.
,, આતે ઝાડ કેવાં ,, ફુલ આપે એવાં.
,, આતે ફુલ કેવાં ,, દેવને ચઢે એવાં.
,, આતે દેવ કેવા ,, વિદ્યા આપે એવા.
,, આતે વિદ્યા કેવી ,, સુખ આપે એવી.
,, આત સુખ કેવું ,, દેવ હસે એવું.

## દેવ.

એક હતા દેવ, તેને એવી ટેવ.
જે કોઇ તેને જાપે, તેને માગ્યું આપે.
મેં તે દેવને જાપ્યા, તેમણે હાથ આપ્યા.
હાથે કરૂં સેવા, આરોગાવું મેવા.
દેવે આંખો દીધી, જોઉં સઘળું તેનાથી.
દેવે દીધો કાન, તેથી સાંભળું જ્ઞાન.
દેવે દીધા પગ, તેનાથી ભરૂં ડગ.
ડગડગ ભરતીતી, દેવનાં દર્શન કરતીતી.
દેવે દીધી વાણી, બોલું પ્રીતિ આણી.
દેવને પગે લાગી, વાણીથી લઉં માગી.
[illegible] બુદ્ધિ દેજો, મારી સાથે રહેજો.
ભક્તિ મને આપજો, તમારી પાસે રાખજો.

### ગરબી.

મારી વાડીમાં લીલાં લવીંગડાં. (૨)
લીલાં લવીંગડાંનાં પાન છે લીલાં.
પાન છે લીલાં ને ફુલ છે પીળાં.
માડી વીણવા જાઉં,
ખોબો ભરી લાવું,
ચપટી ભરી ચાવું. મારી વાડીમાં—૧
ચાવતાં જીભ ચમ ચમે,
મ્હોડું મારૂં ઝમઝમે,
તીખાશે જીભ તમતમે, મારી વાડીમાં—૨
લીલાં લવીંગડાંની લીલી છે વાડી,
મોકલ વીણવા લવીંડાં તું મારી માડી. મારી વાડીમાં ૩

પછી જુદી જુદી રમતો રમી, અનેક પ્રકારના ગરબા ગાઈ, લ્હાણીમાં એક એક ખાલીનો કટકો મળ્યો તે લેઇ, બધી છોડીઓ ઘેર ગઇ.

---

## પાઠ ૮ મો.

## છોકરીઓની ઉજાણી ભાગ ૨ જો.

મોટી ઉમરની છોડીઓ ઉજાણી કરવા માટે નિશાળની સાથેજ **શ્રી રણછોડજીનું** મંદિર હતું ત્યાં ગઇઓ. મહેતીજી પણ સાથેજ હતાં. પોતાને હાથેજ રસોઇ બનાવવાનો વિચાર કરેલ તેથી સકલ સાહિત્ય લેઈ ગયેલાં. સારી જગા જોઇને ચુલા ગોઠવ્યો, અને દેવતા પાડવાની તૈયારી કરી. પણ કોલસા

લીલા તેથી વાર લાગી, એટલે શાન્તા કહે કેમ દેવતા થતો નથી, મારને ફુંક તે ઝટ સળગે !

**કપિલા**—ના બ્હેન, આપણે તો દેવમંદિરમાં ઉજાણી કરીએ છીએ, તેથી શ્રી ઠાકોરજીનો થાળ કરવો પડશે માટે ફુંક મારીએ તો અજીઠું કહેવાય. એવી રસોઇ દેવ સેવામાં કામ ન લાગે.

**નવનીતકળા**—બ્હેન ખરી વાત છે. વળી રસોઇ પણ નાહીને સ્વચ્છ પવિત્ર સાલ્લો પહેરીનેજ કરવી જોઇએ તો દેવસેવામાં કામ લાગે. રસોઈ કરતાં કોઇને અડકાય પણ નહિ કેમ બ્હેન ખરૂંને ?

**મહેતીજી**—હા ખરી વાત છે. રસોઇ પવિત્ર થઇનેજ કરવી.

**જસોદા**—ચાલો આપણે બધાં નાહી લેઇએ ને જે ધોયેલાં વસ્ત્ર હોય તે પહેરો. બધાંએ તેમ કર્યું નાહીને પવિત્ર થઇને રસોઇ કરવા માંડી ૧૨ છોટીઓ હતી તેની વચ્ચે ૪ ચુલા કર્યા. એક ચુલા પાછળ ત્રણ છોકરીઓ. એક રસોઈ કરે, એક માશાલો આપે, એક બીજું કામ કરે ને શીખે.

**મહેતીજી**—જેને જે આવડતું હોય તે તેણે રાંધવું ના આવડે તો મને પુછવું. કોઇએ દાળ, ભાત, શાક, ને પુરી, શીરો, કોઇએ કઢી, ને વેઢમી તો કોઇએ લાડુ, કોઇએ કંસાર (લાવશી) એમ કરવાનું માથે લીધું. બધી છોકરીઓ કામે વળગી ગઇ. કોઇ ચોખા દાળ વગેરે સાફ કરે તો કોઇ લોટ ચાળે, કોઇ શાક શમારે, કોઇ વાસણ ઉટકે એમ જલદી તૈયારી કરી લીધી. શાક, દાળમાં મશાલો કેટલો જોઇએ તે મહેતીજીને પુછી લીધું અને શીરો પુરી કેમ કરવાં ત તો શીખવાડયુંજ હતું. અને

વેઢમી **મ્હેતીજીએ** શીખવાડયા પ્રમાણે **ચંદન** બ્હેન ને **ચમ્પા** બ્હેને તૈયાર કરી દીધી.

લાડુ ને લાવશી માટે મ્હેતીજીએ તે છોકરીઓની પાસે બેસીને શીખવાડી દીધું. સઘળી રસોઇ તૈયાર થઇ, એટલે ચાર ચુલાએથી ૪ થાળ ઠાકોરજીના કરી દીધા, મંદિરના પુજારીની રજા લેઈ મંદિરમાં જઈ શ્રીરણછોડજી આગળ ભોગ ધર્યા. ને વિનંતી કરી કે અમારી આ ઉજાણીની રસોઇ આપ અંગીકાર કરશો. પછી એક ભજન ગાયું થોડીવાર પછી આચમન કરાવી, બીડી, [સોપારી, પાન, એલચી;] ધરી થાળ ઉપાડી લીધા. પછી બધી બ્હેનો મ્હેતીજી સુદ્ધાં સાથે જમવા બેસી ગયાં. શ્રીઠાકોરજીના થાળમાંથી થોડો પ્રસાદ લીધો. સાંજના વખતે બગીચામાંથી ઠંડો પવન ફરફર આવતો હતા, અને બધાં સાથે બેસી જમવાનો પ્રસંગ આવ્યો તેથી ઓર મઝા આવી રહી હતી. જમી પરવારી પાન સોપારી લેઈ એઠાં વાસણ સાફ કરવા બધાં મંડી પડયાં "**ઝાઝા હાથ રળીયામણા**" કલાકમાં તો બધું ચોખું થઇ ગયું.

**મ્હેતીજી**—બ્હેનો ચાલો સામેના બગીચામાં હવા ખાવા જઇએ, ( બધાં જાય છે. )

બગીચા વચ્ચે ચોગાનમાં લીલી દુર્વા (દરો) ઉગેલી હતી જાણે લીલો ગાલીચો પાથર્યો હોયની શું. એ ઉપર બધાં બેઠાં.

**મ્હેતીજી**—બ્હેનો, આજે આપણા આનંદનો પાર નથી બધાં સાથે બેસી જમવાની ખુબી ને આનંદ તો ઓરજ છે. હું આજે બહુ રાજી થઇ છું; તમે રસોઈ પણ બહુ સુંદર

બનાવી હતી; જે છોડીઓમાં થોડી ભુલો રહી હતી તે મહેતીજીએ કહી બતાવી શીખવાડયું, ફરીથી બરાબર કાળજી રાખી રસોઇ કરવા સુચના કરી.

**મહેતીજી**—આપણી નાતોમાં રસોઇઆ રસોઇ કરે છે તેમાં મુખ્ય તો દાળ ઉપર તેઓ વધુ ધ્યાન આપે છે. (કહેવત છે કે **"દાળ બગડી તેનો વરો બગડયો"** આપણે પણ એવીજ રીતે દરેક વસ્તુ ધ્યાન રાખીને બનાવવી.

એટલામાં આકાશમાં ચંદ્રમા ઉગ્યો. પુનમનો દિવસ તેથી સ્વાભાવિક રળીયામણું લાગેજ તેમાં વળી આતો ઉજાણી એટલે આનંદનો દિવસ ચાંદનીમાં બેઠાં બેઠાં વાર્તાલાપ કરવા મંડયાં. એટલે:—**યશોમાલતી** બોલી, બ્હેનો કેવી સરસ ચાંદની આવી છે, કંઇ ગરબો તો ગાઓ.

**મહેતીજી**—બ્હેન **અશ્રુમતી** તમને પેલો ગરબો આવડે છે તે બોલો જોઇએ. બધાં સરખા ગોળ કુંડાળે ઉભાં રહો.

**ગરબી.**

સજની ! રજની સોહે આજ આત રળીયામણીરે,
ઉતરે અમરગણો યદિ લઇને પૂજન થાય;
વ્હાલા વલ્લભ પ્રભુની થાય જગે પધરામણીરે.
નિરખે નભમંડળમાં નવલખ તારકમાળ;
હરખે વિશ્વ સકળ એ દૈવી સુણી વધામણીરે.

**સાખી**—અધમ જીવ ઉદ્ધારવા, હણવા પટ અંધાર.
સમાજને સુધારવા, અગ્નિસ્વરૂપ અવતાર.
**ઢાળ**—સજની રજની તેથી આજ દિસે સોહામણીરે.

જેના જય ડંકે ડોલે ડગમગ દિક્પાળ,
વ્હાલા વલ્લભ પ્રભુની પાવન જગ પધરામણીરે.
તોડી માયામતની પ્રબંધકર દીવાલ,
જોડી ભક્તિથી મુક્તિ વાટિકા આપણીરે.
**સાખી**–મીઠાં ધેનુ દૂધડાં, મીઠાં અમૃત મેહ,
અદકો એથી મીઠડો, શ્રીવલ્લભ પ્રભુનો નેહ.
સજની ? રજની સોહે આજ અતિ રળીયામણીરે.
( કે. હ. શેઠ. )

## ગરબી.

શોભા સલુણા શ્યામની જોને સખિ—શોભા,
કોટિકંદર્પને લજાવે એનું મુખડું, ફીકી પડે કળા કામની. જોને-૧
સદ્દગુણ સાગર, નટવર નાગર, બલિહારી હું એના નામની. જોને-૨
કોટિ આભૂષણનું એરે ભૂષણ, સીમા તુંછે એ અભિરામની જોને-૩
જે ઓળખે તેને તો સાર સર્વનો બીજી વસ્તુ નથી કામની જોને-૪
અનુપમ એ અલબેલો રસીયો જીવન મૂળી દયારામની જોને-૫

## ગરબો.

એ ધનશ્યામ સુંદર શ્યામ અમારો પ્યારો....................રી.
પ્રાણ પિયારો છલબલ વાળો.
નેનનકી સેનનદે ચિતવા ચુરાય લીયો,
જાદુ અમપેં ડાર્યો........રી...........એ. ૧
મોર મુકુટ માથેપેં સોહે, કુંડલ–હલન––ચલન–મન મોહે.
બ્રજધર ગિરિધર મુરલી અધરધર,
જીવન પ્રાણ અમારો........રી...........એ. ૨

નાચત સબ વ્રજબાલ લાલ સંગ,
છુમ છુમ છુમ છુમ છનનનનનનન;
ધાકીટ ધુમકીટ તકીટ તકતક ધુમી કિટ ધુમી કીટટકધા,
લેત અનાગત ન્યારો.......રી.......એ. ૩

## ગરબો.

### શ્રીકૃષ્ણ રાસોત્સવ.

( રાગ—શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો. )

સખિ ! રસભર શ્રીકૃષ્ણ–કુંજ ગાજી રહી;
ગાજી રહી, જગ ગજાવી રહી:—સખિ !

**સાખી**—શરદપુનમ સોહામણી, વરસે અમૃતસાર;
પ્રેમ–ભક્તિભર ગોપિકા ઝીલંતી રસધાર;
રાસે રસઘેલડી ઘુમે અલબેલડી,
લીલા લલિત ચિત્ત નાચી રહી;
નાચી રહી, જગ નચાવી રહી—સખી !

**સાખી**—મધુર મધુર વાયુ વહે, મધુવન બોલે મોર;
મધુર મધુરી મોરલી, ગજવે નંદકિશોર,

**ઢાળ**—શ્રીવલ્લભ–વેણુનાદ, જ્યોતિ જાગી રે;
સખિ ! લેવાને આસ્વાદ, લગની લાગી રે;

**સાખી**—રઢિયાળી રસપૂર્ણિમા, હરિયાળી હરિભોમ;
તેજ–સુધા રેલી રહ્યા, સદૈવ સૂરજ–સોમ;
લઇએ સાહેલડી લ્હાવા અલબેલડી,
આજે ઉત્સવ—ધૂન છાઇ રહી;
છાઈ રહી જગ છવાઇ રહી;—સખિ ! ( કેશવ હ. શેઠ.)

## [ રાસલીલાની ગરબી. ]

સખી શરદ પુનમની રાતરે, સુંદીર વેણુવાગે વેણુવાગે;
મારા વાલોજી રમીયા રાસરે, સુંદીર વેણુવાગે વેણુવાગે;
વાલો નટવર ધરીયો વેશરે, સુંદીર. ,,
એના ઘુઘરીઆળા કેશરે, સુંદીર. ,,
ગોપી અતિ ઉતાવળાં આવેરે, સુંદીર. ,,
મોતી મુક્તાફળેજ વધાવેરે, સુંદીર. ,,
દેહની સુધ બુધ સઘળી વિસારીરે, સુંદીર. ,,
નયણે નીરખ્યા તે શ્રીવનમાળીરે, સુંદીર. ,,
ગોપી આવ્યાં તે પુર્વની પ્રીતરે, સુંદીર ,,
જઇ મળીયાં તે રંગની રીતેરે, સુંદીર ,,

### લાલજીના મહીના.

લાલજી કારતક મહીને રથ જાદવરાયે જોતયો,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૧
લાલજી માગશર મહીને મેલી મથુરાંમાં ગયા,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૨
લાલજી પોશ મહીને પોપટ બેઠો પાંજરે,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૩
લાલજી મહા મહીનાની સેજલડી સુની પડી,
હો લાલ, વહેલાં આવજો હો લાલ. ૪
લાલજી ફાગણ મહીને ઘેરઇયો ઘેરીયો,
હો લાલ વહેલા આવજો હોલાલ. ૫

લાલજી ચૈત્ર મહીને ચતુર્ભુજ ચાલ્યા ચાકરી
હો લાલ વહેલા આવજો. ૬

લાલજી વૈશાખ મહીને વાયે હીંડોળા ઝુલતા,
હો લાલ વહેલા આવજો હોલાલ. ૭

લાલજી જેઠ મહીને જુગજીવન ઘેર આવીયા,
હો લાલ વહેલા આવજો હોલાલ. ૮

લાલજી અષાડ મહીને અબળાને સુખ આપજો,
હો લાલ વહેલા આવજો હોલાલ. ૯

લાલજી શ્રાવણ મહીને સરવડેથી વરસીઓ,
હો લાલ વહેલા આવજો હોલાલ. ૧૦

લાલજી ભાદરવો ભલીપેરે ગાજીઓ,
હોલાલ વહેલા આવજો હોલાલ. ૧૧

લાલજી આસો માસે દીવાળી ભલે આવીયા,
હોલાલ વહેલા આવજો હોલાલ. ૧૨

લાલજી ફુલવાડીમાં રંગ્યાં લાલમ લાકડાં,
હોલાલ વહેલા આવજો હોલાલ. ૧

લાલજી તેનીરે ઘડાવું નવરંગ પાવડીઓ,
હોલાલ વહેલા આવજો હોલાલ. ૧૪

લાલજી પાવડીઓ પહેરીને મહારે મ્હોલે આવજો,
હોલાલ વહેલા આવજો હોલાલ. ૧૫

લાલજી પાવડીએથી રડયા ખડયા તો ભલે પડયા,
હો લાલ વહેલા આવજો હો લાલ. ૧૬

લાલજી બળતી ઝળતી બોલુંછું, પણ ઘણી ખમા,
હોલાલ વહેલા આવજો હોલાલ. ૧૭

( રાગ–પુનમચાંદનાનો. )

જગમાં નરનારીને સત્ય વચન એક પાળવુ રે,
હરીના ચરણકમળમાં ચીત્ત સદા ચોંટાડવું રે,
એવો નામ તણો પરતાપ તે સાચો માનવો રે,

**સાખી:**—નામે કંઇક નર તારીયા, અને કંઇકનાં કીધાં કામ,
રોહીદાસની લીધી પાતરી, એવા છો ઘનશ્યામ;
નામે નરસિંહ મહેતાને હાર હાથોહાથ આપીઓરે.
જગમાં નરનારીને૦ ૧

**સાખી:**—નામે નામદેવ ભગતની, છાપરી છાઇ વહાલે હાથ;
સેના માટે સનમુખ રહી, નાઇ કહેવાયા નાથ;
નામે નાઇ થઇને, રાજા મોહોલે પધારીયારે.
જગમાં નરનારીને૦ ૨

**સાખી:**—પ્રલ્હાદને ઉગારીઓ, અને સ્થંભમાં પૂર્યો વાસ;
હિરણાકશ્યપને મારીયો, અને ઉગાર્યો નીજદાસ;
નામે પંચાલીનાં, પ્રેમે પટકુલ પૂરીયાંરે.
જગમાં નરનારીને૦ ૩

**સાખી:**—તાતી કઢા શીતલ કરી, સુધન્વાને કાજ;
સાગરમાં રાખ્યો બુડતો, રામ કહેતાં ગજરાજ;
એવાં શબરીબાઇનાં, એઠાં બોર આરોગીયારે.
જગમાં નરનારીને૦ ૪

**સાખી:**—ભાજી વિદુરની જમ્યા, રાખી સંતોની લાજ;
કરમાનો ખાધો ખીચડો, ન જાત જોઇ મહારાજ;

એવાં સુદામાનાં, સંકટ સરવે કાપીઆંરે.
જગમાં નરનારીને૦ ૫

**સાખીઃ**—પાંચ પાંડવ ઉગારીયા, ટીંટોડીનાં બાળ;
યુદ્ધ લીધું જેમલ તણું, અને સહાય કરી ગોપાલ;
એવાં મંજારીનાં બાળ તમે ઉગારીયાંરે.
જગમાં નરનારીને૦ ૬

**સાખીઃ**—મીરાંનું વિષ અમૃત કર્યું, અને પૂરી મનની આશ;
અનેક ભક્ત ઉદ્ધારીયા, એમ ગાયે ગંગારામદાસ;
એવા અનેક ભક્તને અલબેલે ઉદ્ધારીયારે.
જગમાં નરનારીને૦ ૭

## પાઠ ૯ મો

## ભાઇનું હાલરડું.

બ્હેનો ! તમારી માતા ઘર કામમાં કે રસોઇ કરવામાં રોકાયાં હોય તે વખતે, તમારાથી નાનાં ભાઇ બ્હેન હોય તેમને રમાડવાં હીચોળવાં ને રાજી રાખવાં એ તમારૂં ખાસ કર્તવ્ય છે. તે માટે આજે તમને કેટલાંક હાલરડાં ગવડાવું તે કંઠે કરીરાખશો, ભવિષ્યમાં તમે માતા થશો ત્યારે પણ તમારે તેની જરૂર પડશે.

(૧)

હાલોરે હાલો મારા બચુભાઇને........................રે હાલો.
ભાઇ મારો ડાહ્યો, પાટલે બેસીને નાહ્યો;
પાટલો ગયો ખસીને, ભાઇ મારો ઉઠયોરે હસીને.......હાલો.
હાલ વ્હાલને અલકી, ભાઇને આંગણે વાવીરે ગલકી;
ગલીકીના છોડ રાતા, ભાઇના કાકા મામા આવશેરે માતા;

માતે માતે શું કર્યું, ભાઇ મારાનું પારણું ભર્યું,
કાકા મામા કહેવાના, ગાંઠે હોય તો ખાવાના..........હાલો.
હાલ વ્હાલને ઉશી, લાડવા લાવશે ભાઇની માશી,
માશી ગઇ છે માળવે, રાતા ચુડાને જતન કરી જાળવે. હાલો.
મામી મારી ધુતારી, ભાઇનાં આગલાં ટોપી લીધાંરે ઉતારી.હાલો.

(૨)

હાલોરે હાલો ભાઇને **શ્રીરણછોડજી** લેઇને ચાલો.
રણછોડજી છે કાળા, ભાઇની કોટે મોતીની માળા,
મોતીની માળા કહેવાની, ભાઇને તુલશીનીરે પહેરવાની.
આપણે શ્રીગોકુલમાં જઇશું, શ્રીજુમનાજીમાં નાહીશું.
આપણે શ્રીનાથજી જઇશું ભાઇને પગે લગાડીશું.
(એવી રીતે આગળ વધારીને પણ ગાઇ શકાય છે.)

(૩)

ભાઇ ! ભાઇ ! કરૂં છું,
ભાઇ વિના ભૂલી ભમું છું. હાલો.
ભાઇ કોઇએરે દીઠો,
ફુલની વાડીમાં પેઠો.
વાડીનાં ફુલડાં વેડાવું.
ભાઇને ઘેર જમવા તેડાવું. હાલો.
ભાઇ ! ભાઇ ! હું કરતી'તી.
ભાઇ વીના ભૂલી ભમતી'તી, હાલો.
ભાઇ કોઇએ દીઠો,
મહાદેવની દેરીમાં પેઠો.

દેહરીએ દેહરીએ દીવા કરૂં,
  ભાઇ મ્હારાના વિવા કરૂં. હાલો.
રાજાની છોડી કાળી,
  વ્હેલ આંબેથી વાળી. હાલો.
ભાઈ મારો છે લાડકો,
  પાઉં દુધ સાકરનો વાડકો.
ભાઇ મારો છો ગોરો,
  ભાઈની ડોકમાં સોનાનો દોરો. હાલો.
ભાઈ મારો છે શંક,
  હાથે સોનાનો છે વાંક.
વાંકે વાંકે જાળી,
  ભાઇ મારો પહેરે છે દા'ડી. હાલો.
ભાઈ બેસે છે અગાશી.
  લાડવા લાવશે ભાઈની માશી. હાલો.

(૪)

**પ્રભાત.**

સૂરજ ઉગ્યોરે; સરોવરીઆની પાળે કે,
  વ્હાણેલાં ભલાં વાયાંરે.
ભમરા ઉડેરે, કેવડીઆની ડાળે કે,
  વ્હાણેલાં ભલાં વાયાં રે.
મેનાં કોયલ રે, બોલે મનહર માળે કે,
  વ્હાણેલાં ભલાં વાયાંરે.

પોપટ બોલેરે, કાંઇ પાંજરા માંહે કે,
વ્હાણેલાં ભલાં વાયાંરે.
નાચે કૂદેરે, હરણાં ઉંચી ફાળેકે,
વ્હાણેલાં ભલાં વાયાંરે.
સૂતા ઉઠોરે, મ્હારા રહીયાળા વીર કે,
વ્હાણેલાં ભલાં વાયાંરે.
લેજો લેજોરે, શ્રીરામનું નામ કે,
વ્હાણેલાં ભલાં વાયાંરે.
દેજો દેજોરે, દીનજનને કંઈ દાન કે,
વ્હાણેલાં ભલાં વાયાંરે.
કરજો કરજો રે, કાંઇ મંગલ કામ કે;
વ્હાણેલાં ભલાં વાયાંરે.
ગાજો ગાજો રે, હરિના ગુણ ગાન કે,
વ્હાણેલાં ભલાં વાયાંરે.
લેજો લેજોરે, દાતણ ને ઝારી કે;
વ્હાણેલાં ભલાં વાયાંરે.
ન્હાજો ન્હાજોરે, નર ને સૌ નારી કે,
વ્હાણેલાં ભલે વાયાંરે.
કરજો કરજો રે, શ્રીનાથની ભક્તિ કે,
વ્હાણેલાં ભલે વાયાંરે.

( આ પ્રમાણે વધારીને ગાવું હોય તો ગાઈ શકાય છે. )

## પાઠ ૧૦ મો.

## સાચને આંચ નથી.

નિશાળના ચોગાનમાં ૪-૫ છોકરીઓ રમતી હતી, તેમાંથી **મનુ** નામની છોડીના પગની ઠોકર વાગવાથી **શાન્તાની સ્લેટ** ભાગી ગઇ. આ વખતે શાન્તા પાણી પીવા ગઇ હતી તેથી **ઇચ્છાએ** કહ્યું, **મનુ** તું અહીંથી જતી રહે, એટલે સ્લેટ કોણે ભાંગી છે તેની શાન્તાને ખબર નહિ પડે અને અમે કોઇ તેને કહીશું પણ નહિ માટે તુંતો અહીંથી નાશીજ જા.

**મનુ**—બ્હેન એમાં શું? શા માટે જતાં રહેવું જોઇએ! મેં કંઇ મોટો ગુન્હો નથી કર્યો ને કર્યો હોય તો પણ શું! તેથી તો ઉલટો આપણે એવડો ગુન્હો કર્યો ગણાય! માટે નાશી જવામાં તો મહાપાપ છે. એટલામાં **શાન્તા** આવી જુએ છે તો સ્લેટના બે કટકા થઇ ગયેલા. આ કોણે કર્યું! કોઇએ જવાબ ન આપ્યો, **મનુ** બોલી ઉઠી, બ્હેન **શાન્તા**! ગભરાશો નહિ મારાથી તમારી સ્લેટ ભાંગી છે. શાન્તા બોલવા જાય છે એવામાં **મહેતીજી** આવી પહોચ્યાં. નિશાળ ઉઘડી એટલે બધાં અંદર ગયાં.

**શાન્તા**—બ્હેન આ **મનુએ** મારી સ્લેટ ભાગી નાખી એમ કહી રડવા લાગી બિચારી ગરીબ હતી બીજી સ્લેટ ક્યાંથી લાવે.

**મહેતીજી**—કેમ **મનુ** ખરી વાત છે?

**મનુ**—હા, બ્હેન! ભુલમાં ભુલમાં મારા પગની ઠોકર વાગી, તેથી ભાગી ગઇ છે. એવામાં સામેથી **સદ્‌ગુણ** આવતી હતી તેને **મહેતીજીએ પૂછયું** કેમ બ્હેન, આટલું બધુ મોડું થયું? તેણે ગુન્હો છુપાવ્યો. બ્હેન મારે ઘેર મ્હેમાન આવ્યા હતા તેથી વાર થઇ.

**મ્હેતીજી**—તેમાં તારે શું ?

મ્હેતીજી તેની પડોશમાંજ રહેતાં હતાં, તે તેને મોડા ઉઠવાની ટેવ જાણતાં હતાં. તેથી ધમકાવીને પૂછ્યું એટલે ખરૂં બોલી ગઇ કે મારાથી આજે મોડું ઉઠાયું હતું.

**મ્હેતીજી**—બ્હેન **નિર્મળા** ગઇ કાલે આ વિષે કવિતામાં શું આવ્યું હતું ?

**નિર્મળા**—

જુઠું બોલે જે કદિ, પાપી પુરો થાય.
તે માટે બાળક તમે, ન કરો એ ઉપાય.

**મ્હેતીજી**—વળી જુઠું બોલવાથી બેવડો ગુન્હો થાય છે કેમ **સદ્‌ગુણ** સાંભળ્યું ?

**સદ્‌ગુણ**—હા બ્હેન, હવેથી હું કદી જુઠું બોલીશ નહિ.

**મ્હેતીજી**—લલિતાબ્હેન કહો જોઇએ, આ બેમાંથી કોણ સાચું.

**બધી છોડીઓ સાથે–મનુ.**

મ્હેતીજીએ મનુને બોલાવી, સાચું બોલવા માટે ધન્યવાદ આપ્યો. સાથે સાથે કહી દીધું કે આને બીજી સ્લેટ લાવી આપો. **મનુ** બિચારી ગરીબ બ્રાહ્મણની છોકરી હતી, મા પૈસા આપે નહિ, ક્યાંથી લાવવા; પહેલાં તો તે ગભરાઇ ગઇ, પણ પછી વિચાર કર્યો કે ટોપીઓ ભરનારની દુકાને જઇ આજથી એક એક ટોપી વધારે ભરી અઠવાડીયામાં તો તેના પૈસા પુરા કરી સ્લેટ લાવી આપીશ. મનમાં આમ વિચાર કરી હીંમતથી જવાબ દેઇ દીધો કે લાવી આપીશ. મ્હેતીજી તેની ગરીબાઇ સ્થીતી જાણતાં હતાં તેથી પૂછ્યું કે ક્યાંથી લાવશો ? તેણે ઉપર પ્રમાણે

જવાબ દીધો તેથી **મહેતીજી** ખુશ થઇ ગયાં ને **સ્વાશ્રય** માટે વળી વધુ ધન્યવાદ આપ્યો. ને કહ્યું કે '**હંમેશાં સાચું બોલે તેને પરમેશ્વર કદિ ભુલશે નહિ.**' આથી તેને માર પડયો નહિ, પણ ઉલટી શાબાશી મળી. આનું નામજ "**સાચને આંચ નથી.**"

નિશાળમાંથી ઘેર જતાં મનુ શાન્તાની મા પાસે ગઈ ને કહેવા લાગી કે, **ચંચળ કાકી** તમારી **શાન્તાની** સ્લેટ મારાથી ભુલમાં ભાગી ગઇ છે. તે હું બે ચાર દિવસમાં બીજી નવી લાવી આપીશ.

**ચંચળ**—(તો વિચારમાં પડી ગયાં આવી સાચા બોલી છોકરી મેં કોઇ જોઇ નથી.) દીકરી એમાં શું! હોય, પણ તારા બોલ મને બહુ મીઠા લાગ્યા, તારા જેવી બધી છોકરીઓ હોય તો તેને ઘેર તો અંધારે અજવાળું થઇ જાય. એટલામાં **શાન્તા** રડતી રડતી આવી, જુએ છે તો **મનુ** બેઠી છે. તેથી તેના આવા બોલવા ઉપરથી રડવું ભુલી ગઇ ને શાન્તિ વળી.

**સાર**—આપણા ઉપર ગમે તેવું સંકટ આવે તો પણ જુઠું કદિ બોલવું નહિ. તેમ ધર્મના સોગન કે પરમેશ્વરના સોગન પણ ખાવા નહિ. સત્યનો હંમેશાં જય થાય છે. **सत्यमेव जयते.**

**શિક્ષક**—સ્વાશ્રય માટે સમજાવવું "**सत्यंवद**" **હરિશ્ચન્દ્ર**, યુધિષ્ઠિરની વાતો કહેવી, હંમેશાં બધી વાત સાચીજ કહી દેવી, અસત્યથી અનિષ્ટ પરિણામ થાય છે.

સત્ય સમાન ધર્મ નથી, જુઠ સમાન પાપ નથી. છોકરાને નાનપણથીજ સત્યને માર્ગે ચઢાવવાં, સત્ય બોલવાથી ગુન્હો થતો નથી, પરંતુ જુઠું બોલવાથી ડબલ ગુન્હો થાય છે. જુઓ સરકારની કોર્ટમાં સૌથી પ્રથમ "પરમેશ્વર માથે રાખી સાચું બોલીશ" એવી પ્રતિજ્ઞા લેવડાવ્યા પછીજ સાક્ષી લેવાય છે. સાચને આંચ નથી, પૃથ્વી ને આકાશ સત્યથીજ ટકી રહ્યું છે. અર્થાત સત્ય એ એના સ્થંભ છે. વગેરે સમજાવવું.

## પાઠ ૧૧ મો.

## પરોપકારી છોકરી.

**મણી** નિશાળે જતી ત્યારે દરરોજ તેની મા તેને એ વાગ્યાની રજામાં ખાવાનું લેવા માટે એક પૈસો આપતી, તેમાંથી રોજ એ પૈનું ખાવાનું લેતી ને એક પૈ કોઇ ગરીબને આપતી. એક વખતે તે **શ્રીલક્ષ્મીનારાયણનાં** દર્શન કરવા ગઇ, ત્યાં રસ્તાની બંને બાજુ ઘણા ગરીબ, પતીઆ, આંધળા, બ્હેરા વગેરે બેઠા હતા, જતા આવતા લોકો કોઇ તેમને પૈ, પૈસો, આનો, ચણા, મમરા, વગરે ખાવાનું આપતા, આથી મણીને વિચાર થયો કે કાલે મારી મા પાસેથી થોડા પૈસા લાવી આ લોકોને વહેંચીશ. રાત્રે સુતી વખતે **મણીએ** તેની મા પાસે બહુ લાડ કર્યા આથી તેની મા ખુશ થઇ ને કંઇ માગવાનું કહ્યું મણીએ એક રૂપિઓ માગ્યો, તેની માએ કહ્યું લે આ રૂપિઓ પણ તેનું શું કરીશ ? ખાવાનું લાવીશ કે બંગડીઓ લાવીશ ?

**મણી**—ના બા, એથી શું થાય, હું તો કાલે દર્શન કરવા જઇશ ત્યાં ગરીબોને ચણા વહેંચીશ.

**મણીનીમા**—શાબાશ છોકરી તને ધન્ય છે. બીજે દિવસે મણીએ તે પ્રમાણે ગરીબોને ચણા વહેંચ્યા, ઘેર આવી જમીને નિશાળે ગઇ.

પાંચમી ચોપડી ભણતી હતી, તેમાં પાઠ આવ્યો કે, **અન્નદાન કરતાં વિદ્યાદાન શ્રેષ્ઠ છે.**

મણીએ આ સાંભળી વિચાર કર્યો કે વિદ્યાદાન શી રીતે થાય, આપણે તો કંઇ ભણેલાં નથી તે બીજાને ભણાવી શકીએ.

ઘણા વિચારને અંતે નિશ્ચય પર આવી કે મારી બા દરરોજ મને એક પૈસો આપે છે. તે પૈસા ભેગા કરી એક ચોપડી લેવી. ને ભણી શકે તેવા હોય તેને મફત આપવી. પછી તેણે તેમ કરવા માંડયું. દરમહીને એક બે ચોપડીઓ લાવીને ગરીબ વિદ્યાર્થીને આપતી જતી. આવી રીતે ચોપડીઓ આપવાથી એક ગરીબ ભીલનો છોકરો ત્રીજી ચોપડીમાં પાસ થયો. તેણે આ છોકરીને ઘણોજ આશીર્વાદ આપ્યો, જ્યારે રસ્તામાં મળ્યો ત્યારે તે તેને પગે લાગ્યો. આથી મણીના હરખનો પાર રહ્યો નહિ. "**ખરૂં દાન તે આનું નામ**" તેણે ઘેર આવી તેની માને વાત કહી, મા પુત્રીની પરોપકાર વૃત્તિ જોઇ અત્યંત આનંદ પામી, "**પુત્રી હો તો આવીજ હજો**" "**યથા-નામા તથા ગુણા**" **ખરેખર મણી તે મણીજ હતી.** આ ઉપરથી તેની માએ તેને એક વાત કહી, બેન આપણે શું પરોપકાર કરવાનાં હતાં હું તને પરોપકાર કરનારનું એક ભજન સંભળાવું.

"**મનરે તું વૃક્ષનકો મત લે,**
**ધુપ સહે શીર આપને, ઓરનકો સુખ દે,**
**કાટે વાપે ક્રોધ ન કરતે, સીંચે નાહી સ્નેહ.**
**જો કોઇ વાકો પત્થર લગાવે, તો ઉપરતેં ફલદેત:**
**ધન્ય જડ એ પરમ પરમાથ, વૃથા માનસ દેહ;**
**સુરદાસ મન કર્મ વચન કર, સંતનકો મત એહ.**

**મા**—બ્હેન ! ખરો પરોપકાર તો ઝાડ કરી રહ્યાં છે. મતલબ કે આપણે કુલાઇ જવું નહિ.

**શિક્ષકે**—પરોપકાર કરવાની રીત એકજ છે એમ નથી, કોઈ તનથી, કોઈ મનથી, કોઈ ધનથી, જેને જેવો વિચાર થાય તેવો તે કરે છે. પરંતુ તેને અભિમાન હોતું નથી.

પૂર્વે દધિચીઋષિએ કેવો પરોપકાર કર્યો હતો. પોતાનો પ્રાણ ત્યાગ કરી હાડકાં ઈંદ્રને આપ્યાં તેથી તેણે જીત મેળવી. પરોપકારી પુરૂષનાં હાડકામાં પણ એવું બલ છે તો જીવતો મનુષ્ય પરોપકાર કરે તો કેટલુંયે થાય.

પોતે દુઃખ વેઠીને પણ ભુખ્યાને અન્ન ને તરસ્યાને પાણી આપવું એ મોટો પરોપકાર છે. વિદ્યાદાન એ પણ પરોપકારજછે.

## પાઠ ૧૨ મો.

## લાડકવાયી દીકરી.

**ચંદ્રકળા** એક ગૃહસ્થ–પૈસાદાર શેઠની એકની એકજ દીકરી હતી. તેથી તે સંપૂર્ણ લાડપાડમાં ઉછરેલી હોય એમાં તો કહેવુંજ શું. બ્હેનને તો પાણી પહેલાં દૂધ મળે, એટલે તેપણ લાડકી થઇ ગઇ. સારાં કપડાં ને ઘરેણાં પહેરવા જોઈએ, નિશાળથી આવે કે તરતજ રમવા દોડી જાય, લેશન કરવું નહિ, ખાવાની પણ દરકાર નહિ, માબાપનું કહ્યું માને નહિ. કોઇને ગાંઠે નહિ, વ્હેલી ઉઠે નહિ, તોફાન કરે ને પજવે: આ તેનો રોજનો કાર્યક્રમ પડેલો. તેનાં માબાપ પણ કંટાળી ગયાં, તેની મા તો એક દિવસ મ્હેતીજીને ઘેર બોલાવીને આજીજી કરી કહેવા લાગી કે, મારી **કલા** કંઇક સમજણના ઘરમાં આવે તેમ કરો તો ઠીક.

**મ્હેતીજી**—હોય ? એતો લાડકાં છોકરાં એવાંજ હોય છે. મોટાં થશે ત્યારે બધું ભૂલી જશે. છતાં હું તેને શીખામણ આપીશ. માને શાન્તવન આપી **મ્હેતીજી** ચાલ્યાં.

**ચંદ્રકળા** આજે નિશાળમાં મોડી આવી તેમ તેને આપેલું લેશન પણ કરેલું નહિ, કવિતાના અર્થ કરવાના, બધી છોકરીઓ તો સડસડાટ અર્થ બોલી ગઇ, પણ **કલા** તો વિલે મોઢે ઉભી રહી, છેલ્લે નંબરે ઉતારી, આજે તેની વર્ષગાંઠ હતી તેથી ઘરેણાં, લુગડાં બહુ શોભીતાં ને સારાં પહેર્યાં હતાં. તેથી નામ પ્રમાણે તે શોભા આપી રહી હતી. **કલા** ત **કલાજ** હતી.

મુખ્ય શિક્ષકે આજે બધા કલાસ તપાસ્યા, ફરતા ફરતા અહિં પણ આવી પહોંચ્યા. એટલે બધી છોકરીઓ ઉભી થઇ પગેં લાગી બેસી ગઇઓ. માસ્તરની નજર **કલા** ઉપર ગઇ તેમણે જાણ્યું કે આ છોકરી હોંશીઆર હશે તેથી એક બે પ્રશ્નો પુછ્યા. પણ આવડેજ શાનું "**ઉપર ઈદ્રવરણાં માંહે કોડે ત્યારે ધુમાડા**" માસ્તર વિચારમાં પડી ગયા, પાસે બોલાવીને પૂછયું તુ કોની દીકરી છે? તેણે કહ્યું કે **લાલચંદ શેઠની** માસ્તર ઓળખી ગયા.

**માસ્તર**—ચંદ્રકળા! સારાં ઘરેણાં લુગડાં પહેરીને આવ્યાં પણ ભણ્યાં નહિ તો બધાંના કરતાં છેલ્લાં પડી રહ્યાં હું તો તને હોંશીઆર ધારી પુછતો હતો, પણ ઠોઠ નીકળી. કહો **ચંદ્રપ્રભા** હોંશીઆર કોણ કહેવાય? જેને લેસન આવડે તે! શાબાશ!

**માસ્તર**—આ કલા કેવી? **બધાં સાથે-ઠોઠ.**

માસ્તરે શીખામણની વાતો કહેવા માંડી.

**બ્હેનો**! સારાં લુગડાં, ઘરેણાં, પહેરવાં એમાં શોભા નથી, સારૂં ખાવું તેમાં શોભા નથી, આખો દિવસ રમવું તેમાં હોંશી-

આરી નથી, ક્લાસની બીજી છોડીઓને મારવી કે તેમની સાથે વઢવું, ગાળો ભાંડવી, તેમાં હોંશીઆરી નથી, બહુ ઉંઘવું-ચોર્યા કરવું-મોડા ઉઠવું-તેમાં બહાદુરી નથી, માબાપનું કહ્યું માનવું નહિ, તેમના સામું બોલવું, ને નીશાળે જતાં આવતાં પૈસા લેવા તેમાં હોશીઆરી નથી, નીશાળનું લેશન કરવું નહિ, ને રખડયા કરવું તેમાં બહાદુરી નથી.

ત્યારે તમારી શોભા શેમાં છે ?

વહેલાં ઉઠવામાં, માબાપની આજ્ઞા પાળવામાં, દેવ દર્શને જવામાં, ભગવાનની ભક્તિ કરવામાં, વખતસર નિશાળે આવવામાં, બધું લેશન ધ્યાન પૂર્વક કરવામાંજ શોભા છે. બીજી છોકરીઓને, તે પોતાની બહેનો છે, એમ માનવામાં, સત્ય બોલવામાં, સારાં આચરણોમાં, નીતિ, ધર્મ, શિક્ષણ સમજી તે પ્રમાણે વર્તવામાં શોભા છે. દેવસેવા, કુટુમ્બસેવા, મ્હેમાનનીસેવા, જ્ઞાતિસેવા, મિત્રસેવા અને દેશસેવા કરવામાં શોભા છે. સર્વ મનુષ્ય પર દયા રાખવામાં, પ્રાણી માત્ર ઉપર પ્રીતિ રાખવામાં, આંધળાં, લુલાં પર વિશેષ પ્રેમ રાખવામાં પણ તમારી શોભા છે.

**માસ્તર**—બ્હેનો આજેતો આટલું યાદ રાખજો. હજુ ઘણું કહેવાનું છે. તે વળી વખત આવે કહીશું. તમારી ભવિષ્યની જીંદગી ઉપર દેશનો મોટો આધાર છે. માટે શુભ ચારિત્ર્યવાન બનશો તો આલોકમાં તમારી ઉજ્જવલ કીર્તિ થશે ને પરલોકમાં સ્વર્ગનાં સુખ સાંપડશે, આ પ્રમાણે શીખામણ આપી માસ્તર ગયા.

**મ્હેતીજી**—બ્હેનો ? માસ્તર સાહેબ કહી ગયા તેમાંથી દરરોજ થોડું થોડું દરેક જણાં કરતાં જજો, એક મહિના પછી આ પાઠમાંથી કેટલું શીખ્યાં છો તેની પરીક્ષા લેઈશું ને જે પાસ થશે તેને ઇનામ આપીશું.

એટલામાં ઘંટ વાગ્યો, રજા પડી, સર્વે ઘેર ગયાં.

**ચંદ્રકળા**—મનોગત વિચાર કરવા લાગી કે હાય ! હવે મારે શું કરવું ? આ બધો પાઠ તો માસ્તરે મારા ઉપરજ કહ્યો છે. માટે ચાલ ! આ ઓટલે બેશી તેનો વિચાર કરૂં ને તેમાંથી મારે શું શું કરવું તે ધ્યાનમાં લેઉં. પાસેના ઓટલા પર નોટ કાઢી લખવા બેઠી, આડું અવળું યાદ આવ્યું તેમ એકવાર તો લખી લીધું ને રડવા લાગી, વળી વિચાર કરી તેમાંથી સવારથી સાંજ સુધીમાં શી રીતે કરવું તેની જુદી યાદી ઉતારી લીધી. એટલામાં ઘેર બધી છોડીઓ આવી, પણ " **મારી કલા કેમ** આવી નથી, મહેતીએ મારી તો નહિ " હોય તેમ વિચાર કરતી તેની માએ નોકરને તેડવા મોકલ્યો તો બ્હેન રસ્તામાં ઓટલે બેઠાં છે, રડે છે, હસે છે, ને લખે છે.

**રામાએ** કહ્યું **કલા**બ્હેન ? બા સંભારે છે. ચાલો ઘેર, એમ કહી દફતર લેઇ લીધું ને તેડવા માંડયું. **કલાએ** ના કહ્યું ઘેર આવતાં તરતજ માને પગે લાગી. પોતાના અપરાધની માફી માગી, નિશાળની હકીકત કહી ને પોતે લખેલી યાદી વાંચી બતાવી આથી માના આનંદનો પાર ના રહ્યો. આ **ચંદ્રકલા** બ્હેન મોટી ઉમ્મરે તો એક આદર્શ ગૃહિણી થઈ, સમાજ સેવા, જ્ઞાતિસેવા, દેશસેવા, અને ધર્મસેવામાં તો તે એક્કો થઈ ગઇ.

નાનપણમાં બહુ તોફાની છોકરાં હોય તે સમય આવે આમ સુધરી જાય છે.

---

## પાઠ ૧૩ મો.

### આપકર્મી પુત્રી

પ્રભાતનો સમય છે, ચારે દિશામાં પક્ષીઓ આનંદમાં કલરવ કરી રહ્યાં છે, બગીચામાં સુંદર ફુલો ઉઘડવાની તૈયારીમાં છે, ભમરાઓ ગુંજારવ કરી રહ્યા છે, નદીની અંદર ખળખળાટ કરતું પાણી ચાલ્યું જાય છે, અરૂણોદય થતાં આકાશમાં બધે સોનેરી રંગ પથરાઇ ગયો છે, હજુ સુધી આખું જગત શાંતિમય જણાય છે, તે વખતે બે પુખ્તવયની બાળાઓ નદીમાં સ્નાન કરી ઇશ્વર સ્તુતિ કરે છે.

એક બાળા—હંમેશાં ઇશ્વરનું સ્મરણ કરતાં કહે છે કે.... **કૃપાળ ભૂપાળ**......ત્યારે બીજી હંમેશાં તપશ્ચર્યા કરતાં કહે છે કે........**કુળે મારૂં કપાળ**.......હવે આ બાળાઓ કોણ છે? તે વાચકને જાણવું છે તો કહું છું, કે તે એક રાજાની રાજકન્યાઓ છે, રાજાએ જ્યારે બંને પુત્રીને આ પ્રમાણે બોલતાં સાંભળી ત્યારે વિચારમાં પડયો કે મારે આ પુત્રીની પરીક્ષા કરવી જોઇએ તેથી રાજાએ પોતાની પુત્રીઓને પાસે બોલાવીને પૂછયું કે દીકરી! તું આપકર્મી કે બાપકર્મી? એકે કહ્યું હું તો બાપકર્મી છું, ત્યારે બીજીએ કહ્યું કે હું તો આપકર્મી છું. હવે જે બાળા 'કૃપાળ ભૂપાળ' કહેતી હતી, તેનું એક સારા રજવા-

ડામાં લગ્ન કરી આપી ખુબ સાસરવાસો કરી પોતાનાજ શહેરમાં રાખી. અને બીજી બાળાને એક ગરીબ કુટુમ્બના ને રોગીષ્ઠ સાથે લગ્ન કરી આપી કોઇ પણ વસ્તુ આપી નહિ. હવે અહીં ખરેખર આપણને જોવાની મઝા પડશે, કે જેનું 'ફૂળે મારૂં કપાળ' તેનું શું થશે. એ વાત તો એટલેથી રહી, અહીં એક દિવસ રાજા કચેરી ભરી બેઠા છે, તેવામાં તેમને વિચાર આવ્યો મોટી દિકરીને ત્યાં ઘણા વખતથી કંઇ મોકલાવ્યું નથી તો આજે કંઇક મોકલાવું. એમ વિચારી તેણે વાડીમાંથી એક કોળુ મંગાવી તેમાં મહોરો ભરી માણસની સાથે મોકલી આપ્યું, તેણે વિચાર કર્યો કે કોળાનું શાક કોઇ ખાતું નથી, માટે કાછીઆને ત્યાં મોકલાવ્યું ને વેચી દીધું.

અહીં બીજી નાની બાળા હંમેશાં શ્રી ઠાકોરજીની ભાવથી સેવા કર્યા કરે છે. અને " ફૂળે મારૂં કપાળ " આવાં વચન ઉચ્ચાર્યા કરે છે તેવામાં તેજ દિવસે શ્રી ઠાકોરજીને ભોગ ધરવામાં કંઇ શાક ન હોવાથી તે કાછીઆની દુકાને શાક લેવા ગઇ ત્યારે કાછીએ કહ્યું જે હાલજ એક કોળું તમારી મ્હોટી બ્હેને અહીં મોકલી આપ્યું છે. મેં તેના બે આના આપ્યા છે, ને મારે ચાર આના લેવા છે. તેણે ચાર આના આપી ખુશીથી તે કોળું લીધું ઘેર લાવી જેવું કાપવા જાય છે કે મહોરોનો થાળ ભરાઇ ગયો તેથી તે બિચારી ખુશ થઇ ગઇ ને કહેવા લાગી કે **" આજે મારૂં કપાળ ફૂટ્યું "** ત્યારથી તે પોતાના દિવસો સારી રીતે નિર્ગમન કરવા લાગી. માટે શ્રદ્ધા એ અચલ ટેક છે.

આગળ જતાં આ આપકર્મીનો પતિ નિરોગી થઇ મહા

પ્રતાપશાળી અને બળવાન બન્યો અને મોટા મહારાજ્યના રાજાએ તેને પોતાના પુત્ર તરીકે સ્વીકારી પોતાનું બધું રાજ્ય તેને સ્વાધીન કર્યું. જેથી તેની સ્ત્રી એક મોટા રાજ્યની મહારાણી બની અને અત્યંત સુખી થઇ.

હવે બાપકર્મીના બાપના રાજ્ય ઉપર શત્રુઓએ ધસારો કરી તેનો સર્વથા નાશ કરી નાખ્યો અને તેનો પતિ તેના બાપનાપર આધાર રાખતાં કેવળ પુરૂષાર્થહીન બની પાયમાલ થઇ ગયો, અને છેવટે તેને એ પોતાની બ્હેન આપકર્મીનો આશ્રય લેવાની જરૂર પડી.

**સારઃ**—ભરોંસો કે આશ્રય કેવળ એક ભગવાનનોજ રાખવો. ભગવાન કરે છે તેજ થાય છે. માણસનું ધાર્યું થતું નથી.

---

## પાઠ ૧૪ મો.

### કુટુંબ સેવા–માની શીખામણ.

**"विनयस्य मूलं वृद्धस्य सेवा."**

કોઇ એક શહેરમાં એક ધનાઢ્ય, અતિ સુખી, બહોળું કુટુંબ સંપી સંપી રાજી ખુશી, મોજ મજાહમ આનંદ કરતું રહેતું જોઇને વિમળાએ તેની માને પુછયું કે ફલાણા શેઠને ત્યાં તેના ઘરનાં બધાં માણસો કેવાં આનંદી, હસમુખાં ને સ્વભાવે શાંત છે તેનું કારણ શું હશે ?

**મા**—બ્હેન વિમળા ! એમનાં ઘરમાં દરેક આપસમાં ગાઢ પ્રેમથી રહે છે, કોઇ કોઇની આજ્ઞા ઉલંઘન કરતું નથી, એક

બીજાનું કામ કરી લેવામાં તે અચકાતા નથી. કોઇ કોઇની સાથે કોઇપણ કારણસર લઢાઇ ઝઘડો કરતા નથી, જો કાંઇ ટંટો થવા જેવો પ્રસંગ આવે તો વડીલ પાસે તેનો ન્યાય કરાવે છે, વડીલની આજ્ઞા પ્રમાણે વર્તે છે. આવાં અનેક કારણોથી તે લોકો અત્યંત સુખી જીંદગી ગાળે છે.

બ્હેન! તમારે પણ એમજ વર્તવું. જેટલો વ્હાલ તમારી મા ઉપર તમને આવે છે તેટલો જ બલ્કે તેથી અધિક ઘરનાં ને કુટુંબના દરેક માણસ ઉપર રાખવો જોઇએ. શક્તિ પ્રમાણે દરેકને તન મન અને બને તેટલી ધનથી સહાય કરવી. સારી શીખામણ આપવી. કોઇને કટુવચન કહેવું નહિં. દરેકની સાથે વ્હાલસોયાં થવું જોઇએ.

સાજે માંદે પ્રસંગે તો ખરી લાગણીથી તેમની સેવા ચાકરી કરવી. બ્હેન વિમળા! પણ હાલ તો કળીયુગના સમયના લીધે આપણા હિન્દુઓના દુર્ભાગ્યે આજકાલ દરેક ઠેકાણે વિપરીત દશા જોવાય છે. બે ભાઇઓને, બે બ્હેનોને, દેરાણી જેઠાણીને, નણંદ ભોજાઇને, પિત્રાઇઓને આપસમાં બનતું નથી. એક એકનું બગાડવામાં તત્પર થઇ જાય છે. એક બીજાની ચઢીઆતી સ્થીતી જોઇને બળી જાય છે—ઇર્ષા કરે છે. વળી લગ્ન કે મરણ પ્રસંગે તો તકનો લાભ લેઇ દુશ્મન થઇ ઉભા રહે છે જાણે કેવી રીત સમાજમાં—ન્યાતમાં તેનું ખોટું દેખાય તેમ કરે છે. એ કોઇ પણ રીતે ઇચ્છવા યોગ્ય નથી. એમ કરવું એતો કુટુંબ-ઘાતી—કુટુંબદ્વેષી કહેવાય. એ સારા કેળવાયેલા માણસોનું કામ નહિ.

માણુસ માત્રની ફરજ છે કે, તેના ઘરનાં અને કુટુંબીઓ સાથે એકસંપથી રહેવું, એટલું જ નહિ પણ પાડોશીઓ પાસે પણ ઘરના માણુસોની જેમ વર્તવું એમ કરવાથી તો પ્રભુ પણ તેના પર રાજી રહે છે તેથી તે સર્વ રીતે પૈસેટકે ઇજ્જત આબરૂથી સુખી થઇ આનંદમાં જીંદગી વ્યતીત કરે છે. બ્હેન આ તો બધો લૌકિક પ્રેમ તને બતાવ્યો પણ પ્રભુ ઉપરનો પ્રેમ તો આ દુનિયાના બધા પ્રેમો કરતાં ઉંચા પ્રકારનો ને અધિકતર હોવો જોઇએ. એની ખુબી એ છે કે દુનિયાના સઘળા પ્રેમ પ્રભુ પ્રેમમાં જોડી દેવા.

ગુરૂ ઉપર પણ તેવોજ પ્રેમ હોવો જોઇએ. ગુરૂની સેવા કરવી, તેમની આજ્ઞા માનવી, તેમના ઉપદેશ પ્રમાણે વર્તવું, ગુરૂ રચિત ગ્રન્થોમાં કરેલી આજ્ઞાનું પાલન કરવું.

પ્રભુએ આપણા જન્મ પહેલાં કેટલી તૈયારી કરી રાખી છે. તેનો વિચાર કરો. આપણા માટે દુધ, અન્ન, વસ્ત્રની ચીંતા પ્રભુ રાખે છે તો તેના બદલામાં તમે માત્ર તેનું સ્મરણ પણ નહિ કરો! દિવસના ૨૪ કલાકમાં ૧ કલાક કે ૦॥ કલાક તો જરૂર ઈશ્વર સ્મરણ માટે રાખો! તો પણ તેથી તમારૂં કલ્યાણ થશે. આ લોક ને પરલોક બંને સુધરશે.

**મા**—બ્હેન **વિમળા**! કહેવાનું ઘણું છે પણ ટુંકમાં આટલું યાદ રાખશો તો જ બસ છે.

**સારાંશ**—અન્યાય ને અદેખાઈ એ કુસંપનું મુળ છે તે આપી નાખી મોટું મન રાખવું. નાનપણથી ઘડપણ સુધી કુટુંબીઓ ઉપર એક સરખો પ્રેમ રાખવો. મિત્ર ભાવે વર્તવું. બારી બારણાં માટે આડોશી પાડોશી સાથે કે ભાઇઓ સાથે તકરાર કરે છે ને કોર્ટે ચડે છે લડે છે, મારામારી કરે છે, એવાં નિંદ્ય કાર્ય કદિ પણ કરવાં નહિ.

મા—બ્હેન વિમળા સાંભળ, તને એક પ્રાચિન કવિતા કહું જે અમે નિશાળે ભણ્યાં હતાં.

મળી આપણુ જણુ બંને બેન, સંપી રમીએ તો સુખ ચેન.
હટે રડે તો સઘળો શોક, લાજ ઘટે ને નિન્દે લોક.
બળવંતા પરમેશ્વર બાપ, અમને સંપ સદા તું આપ.
જેથી સુખમાં દહાડા જાય. કદીએ લેશ કલેશ ન થાય.

(દલપતરામ.)

---

## પાઠ ૧૫ મો.

## ભાઈઓ પર પ્રેમ.

કડવી હોયે લીંબડી, મીઠી હોયે છાંય,
બંધવ હોયે બોલકા, તોય પોતાની બાંહ્ય.
ધનથી નારી સાંપડે, પુત્ર નસિબે હોય,
માડી જાયો ના મળે, લાખો ખરચે તોય.

સગાં ભાઈ ને બ્હેન એ એકજ માબાપનાં સંતાનો છે. એકજ માતાના દુધથી પોષાયેલાં છે. એકજ લોહીથી ખરડાયેલાં છે. તેથી તેમાં જરાએ અંતર ન હોવો જોઇએ.

દરેકે એકબીજા ઉપર પૂર્ણ પ્રેમથી વર્તવું, કોઇએ અદેખાઇ ન કરવી, એ ઉપર હું એક બ્રાહ્મણના બે છોકરાની વાત કહું સાંભળો.

૧સિદ્ધપુરમાં એક બ્રાહ્મણ રહેતો તેને બે છોકરા હતા, મોટો ૧૫ વરસનો, બીજો ૧૦ વરસનો, નાનો ભાઇ ઘરમાં તો મોટાભાઇ સાથે ખાવા પહેરવાની ઘણી ચીજોમાં વારંવાર કજીઓ કરે ને અદેખાઇ કરે, કારણ કે નાનો એકલપેટો હતો. એક

વખત એવું બન્યું કે નિશાળમાંથી આવતાં રસ્તામાં મોટાભાઇને એક ગાડીવાળાનો ધક્કો લાગવાથી વાગ્યું ને લોહી નીકળ્યું, તેણે બુમો પાડવા માંડી, તે સાંભળી નાનો ભાઇ દોડતો આવ્યો, જુએ છે તો મોટાભાઇને લોહી નીકળ્યું છે. તેણે પેલા ગાડીવાળાને પકડયો, ૫-૭ લાફા લગાવી દીધા ને પોલીસને સોંપી દીધો. પોતે મોટાભાઇની ચાકરી કરવા મંડી પડયો, વાગેલી જગા ઉપર પાટો બાંધી દીધો ને પછી ધીમેધીમે તેને ટેકો આપી ચલાવી દવાખાને લેઇ ગયો ત્યાં મલમપટો કરાવી પછી બંને ભાઈ સાથે ઘેર ગયા.

જુઓ ભાઇ ! એકજ લોહીનો સ્નેહ આવો હોય, પ્રભુએ એક લોહીમાં આવો સ્વાભાવિક સ્નેહ મૂકયો છે.

ભાઇના સુખે સુખી ને દુઃખે દુઃખી એ બીજા ભાઇની ફરજ છે. આપણામાં કહેવત છે કે, "**લઢે પણ લઢવા ન દે**" "**કહે પણ કહેવા ન દે**" એટલે ઘરમાં તો ગમે તેમ બોલે ચાલે પણ બહાર એકના એક. માટેજ કહ્યું છે કે "**બંધવ હોયે બોલકા પણ પોતાની બાંહ્ય**" એ આનું નામ. દુઃખ વખતે મદદ કરે તે ભાઈ. આમના જેવા તો થોડાજ હશે.

આપણી પાસે પૈસા હોય તો દુનીયાની તમામ ચીજો મેળવી શકીએ છીએ, પરંતુ માબાપ ને ભાઇ તો લાખો રૂપીઆ ખર્ચતાં પણ મળતા નથી.

સમય બદલાય છે તેમ વસ્તુ માત્રની સ્થિતિ પલટાય છે. અગાઉના વખતમાં ૪૦-૫૦ માણસનું કુટુંબ એકજ રસોડે ભેગા જમતાં ને રહેતાં અમે ઘણાં જોયાં છે પણ કાળની બલિહારી

અત્યારે તો તેથી ઉલટો થઈ છે, બે ભાઇમાંથી એક પરણ્યો કે તરતજ બૈરીને લેઇને જુદો રહ્યો. પારકા ઘરની છોકરી વળી ઘરની રીત શું જાણે ! ધણીને ઉંધું છતું સમજાવે ને વેર કરાવે પછી તું કોણ ને હું કોણ એવો જબરો કુસંપ કરી મૂકે.

બ્હેન, આશુ ? ત્હારે તો ભાઇઓ ને બ્હેનો ઉપર અત્યંત પ્રેમ રાખવો, સલાહ સંપથી વર્તવું, કદાચ ભાઈ તારો અપરાધ કરે તો પણ તું સહન કરજે. સાસરે જાય તો પણ તારા સાસરાના ઘરનાં દરેક માણસની સાથે હળીમળીને વર્તજે. ત્યાં કદિ કુસંપ કરીશ નહિ.

**મા બાપે**:— પાંચ પાંડવો, શ્રીરામ ને ભરત, શ્રીકૃષ્ણ ને બળરામ, એવી એવી ભાઇઓના સ્નેહ ને પ્રેમની વાતો સમજાવી સંપ સંપીને રહેવા માટે તેમની જ્ઞાન શક્તિ ઉપર પ્રકાશ પાડવો જેથી ભવિષ્યમાં અણબનાવ થવાનો સમય ન આવે ને મોટા થયે પણ એ સ્નેહ કાયમ રહે.

ભાઈઓમાં જેવો સ્નેહ હોય તેવો મિત્રોમાં પણ રાખવો, સંકટ વખતે, સુખદુઃખની વાતો કરવામાં પણ મિત્રજ કામ લાગે છે. અરસ પરસ એક બીજા મિત્રોનું ભલું ઇચ્છવું.

---

## પાઠ ૧૬ મો.

## ઘડપણે ગોવિન્દ ગુણ ગાઇશું.

આપણામાં પ્રચલિત કહેવત છે કે, “ **અત્યારે તો કામ ધંધો કરવો, બે પૈસા કમાવાની વખત છે, ઘડપણે ભજન કરીશું.** ” હમણાં શું વહી જાય છે. થઇ પડશે. સુખસંપત્તી મળે, વાડી ગાડી અને લાડી મળે, એટલે પૃથ્વીથી અદ્ધરજ ચાલે, માણસ માત્રને ચઢતી દશામાં પર લોકનો.

પ્રભુ ભજવાનો, ભક્તિ કરવાનો, દેશસેવા કરવાનો વિચાર તો ભાગ્યેજ થતો હશે. મોજશોખ મળે ત્યાં એ બધું ભુલી જવાય કોઈ શીખામણ કહે તો કે હજુ ઘણુાય દહાડા છે. કરીશું, થશે એવો ઉડાઉ જવાબ આપે. પણ બેન ! તમે મોગલસમ્રાટ અકબરની વાત જાણો છો ? તે એક સાર્વભૌમ શહેનશાહ હતો છતાં દિવસના ૬ કલાક તે પ્રભુનું ભજન કરતો શું તેને કામ નહિ હશે ? પણ તે સમજતો હતો કે એક વખત ઓચીંતો કાળ ઝપાટો મારશે ત્યાં આપણું જોર નહિ ચાલે. તે વખતે પ્રભુ ભજ્યા હશે તોજ બચાવ થશે. આ ધન, દોલત, માલ, ખજાનો પુત્ર પરિવાર બચાવ કરવા નહિ આવે, એ તો બધું અહીં જ પડ્યું રહેશે. માટે જ્યાંસુધી શક્તિ છે ત્યાંસુધી ઈશ્વર સ્મરણ કરી લેવું. "**મુલતવી રાખવાનાં માઠાં ફળ.**" એ વાત તો તમને યાદ છેજ. "**આજ કરવાનું કામ કાલ ઉપર રાખવું નહિ.**" શું નાની ઉમરના બાળકો ભજન કરી શકતા નથી ? જુઓ પ્રલ્હાદ, ધ્રુવ, મીરાંબાઈ, નામદેવ, પુંડરીક વગેરે ક્યાં ઘરડા હતા ? માટે ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો. જુઓ તમને નામદેવની વાત કહું.

**નામદેવ** નામનો એક છોકરો હતો તેનો બાપ **શ્રીવિઠ્ઠલનાથજી**નો પરમ ભક્ત હતો તે ખરા ભાવથી હમેશાં સેવા કરતો. નામદેવ પણ બાપની પાસે બેસતો ને મંદિરમાં દર્શન કરવા પણ જતો. પણ તેનો બાપ નાનો જાણી તેને પૂજા કરવા ના પાડતો. તેથી તેના મનમાં ખેદ થતો. એક વખત તેના બાપને કંઈ કારણસર બહારગામ જવાનું થયું. નામદેવ તો રાજી

રાજી થઇ ગયો ને કહેવા લાગ્યો કે વિઠોબાની સેવા હું કરીશ. બાપે કહ્યું ભાઇ તું તો કંઇ સમજતો નથી. વળી તારે ઉઠતાની સાથે ખાવા જોઇએ છે, સેવા તો ખાધા પછી ના થાય. માટે તું સેવા નહિ કરી શકે. નામદેવે કહ્યું મને સમજાવો. તમે કહેશો તે પ્રમાણે કરીશ. બાપે કહ્યું જો સાંભળ. "તારે દર-રોજ સવારમાં ઉઠી દાતણ કરી, નાહી, તિલક છાપાં કરી વિઠોબાના મંદિર પાસે જવું અને બે હાથ જોડી દંડવત્ કરી દેવને જગાડવા. પછી સામગ્રી ભોગ ધરજે. દેવને જમાડી, પોઢાડી, સુવાડી દેજે પછી તું જમજે."

નામદેવે કહ્યું બહુ સારૂં કાલથી તે પ્રમાણે કરીશ.

પિતા તો ગામ ગયા. આનંદમાં ને આનંદમાં નામદેવને રાત્રે ઉંઘ પણ ન આવી! વારંવાર સવાર ક્યારે થાય ને સેવા કરૂં એમજ થયા કરે.

બીજે દિવસે નામદેવ નાહી પરવારી વિઠોબાના મંદિર આગળ પ્રણામ કરી શ્રીઠાકોરજીને જગાડી સ્નાન કરાવી સિંહાસન ઉપર પધરાવી બાપાના કહેવા પ્રમાણે ફુલની માળા વગેરે ધરાવી પોતાની માને કહેવા લાગ્યો કે જલદી દૂધ લાવો વિઠોબાને ભુખ લાગી છે, વાર ના કરો.

મા દૂધનો પ્યાલો લઇને આવ્યાં નામદેવને આપ્યો, તેમણે વિઠોબા પાસે ભોગ ધર્યો ને વિનંતી કરી મહારાજ દૂધ પી જજો. પોતે આંખો મીંચી વિઠોબા, વિઠોબા, વિઠ્ઠલ, વિઠ્ઠલ એમ કહી ભજન કરવા લાગ્યો. થોડીવાર પછી આંખો ઉઘાડી જુએ તે તો વિઠોબા પાસે દૂધનો પ્યાલો જેમનો તેમ પડયો છે.

નામદેવે ઘણી સ્તુતિ કરી પણ વિઠોબાએ તો પ્રત્યક્ષ દૂધ પીધું નહિ. નામદેવ તો ગભરાયો, બહુ વિનંતિ કરી, હે મહારાજ ! શું મને સેવા આવડતી નથી ? કે હું નાનો છું, કે મારી ભૂલ પડી છે, કે બીજું કંઇ કારણ છે જેથી આપ દૂધ પીતા નથી ? એમ કહી વિઠ્ઠલ વિઠ્ઠલનું ભજન કરે. રાતનો ઉજાગરો હતો, મોડું થયું હતું, ભૂખ લાગી હતી, શ્રમથી થાકી ગયેલા નામદેવ નિસાસો નાખતા મૂર્છા ખાઈ પડયા. ઘરના માણસો દોડી આવ્યા તેમણે પાણી છાંટી સાવચેત કર્યા. સમજાવ્યા કે પ્રભુ તો ભાવના ભૂખ્યા છે. તે તો ભાવથી દૂધ આરોગી ગયા છે માટે તું આ દૂધ પી જા. છતાં તેણે માન્યું નહિ અને હઠ લઇ બેઠો કે જો વિઠોબા દૂધ ના પીએ તો મારે પણ જીવીને શું કરવું છે એમ કહી તે મરવા તૈયાર થયો એટલે તરતજ વિઠોબાએ દર્શન આપ્યાં અને તેના દેખતાં દૂધ પીધું. તેથી નામદેવ તો રાજી રાજી થઇ ગયા ને નાચવા કૂદવા લાગ્યા. અંતે તો વિઠોબાના અંતરંગી પરમ કૃપાપાત્ર ભક્ત બન્યા. તેમની વાર્તા ભક્તમાલમાં લખાઇ ગઈ, એવા તે વિઠોબાના ચુસ્ત ભક્ત થઇ ગયા. અંતે આ અસાર સંસારની પાર તરી ગયા. માટે તમે પણ એવા પ્રભુના ભક્ત થવાનો યત્ન કરો.

દેશસેવા તથા પ્રભુસેવા કરવાની દરેકને જરૂર છે, તેથી આલોક ને પરલોક સિદ્ધ થાય છે. ઘડપણમાંજ ભજન થાય એવો નિયમ નથી. પ્રભુ ગમે તે અવસ્થામાં પણ મલે છે, નામદેવની માફક ના હિંમત થવું નહિ. મનુષ્યે યત્ન કરવો, કૃપા ઇશ્વરને હાથ છે. પ્રભુ તો ભાવનાજ ભૂખ્યા છે. સુદામાના તાંદુલ. વિદુરની ભાજી, કરમાબાઈની ખીચડી, સબરીનાં એઠાં બોર પ્રભુએ શુદ્ધ ભાવથી આરોગ્યાં હતાં એ વાત પ્રસિદ્ધ છે.

## પાઠ ૧૭ મો.

### શ્રી કૃષ્ણ.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशायच दुष्कृताम्
धर्मसंस्था नार्थाय संभवामि युगे युगे.

### શાર્દૂલવિક્રીડિત.

वेदानुद्धरते जगन्निवहते भूगोल मुद्बिभ्रते ।
दैत्यान् दारयते बलिं छलयते क्षत्रक्षयं कुर्वते ॥
पौलस्त्यं जयते हलं [illegible]लयते [illegible]रुण्यमातन्वते ।
[illegible]न् [illegible]र्छयते [illegible]कृतधृते कृष्णायतुभ्यं नम ॥

વેદોદ્ધાર કર્યો, વહ્યું જગતને, ધાર્યું ધરા મંડલ,
દૈત્યોને દળિયા, છળ્યો બલિ, કર્યો સૌ ક્ષત્રિયોનો ક્ષય;
લંકાનાથ હણ્યો સજ્યુંહલ, દયાવિસ્તારી ચારે ગમ,
મ્લેચ્છો નાશ કર્યા ધર્યા દશરુપો, તે કૃષ્ણને વંદન.



હે અર્જુન ! જ્યારે જ્યારે પૃથ્વી પરથી ધર્મના હ્રાસ થાય છે. અને અધર્મ બધે ફેલાય છે ત્યારે ત્યારે હું પોતે પ્રકટ થાઉં છું. વળી સાધુ પુરૂષોના રક્ષણ માટે, અને બીજાઓને પીડા કરનાર દુષ્ટોના નાશ માટે તેમજ ધર્મનું બરાબર સ્થાપન કરવાને માટે હરેક યુગમાં હું પ્રકટું છું.

આ પ્રમાણે ભગવાને આજ પોતાના સખા અર્જુનને ભગવદ્ગીતામાં કહ્યું છે. માટે આ ભૂતલ ઉપર ભગવાનને જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે અવતાર લેવા પડે છે. તેમણે અનેક અવતાર લીધા છે અને જુદાં જુદાં કાર્યો કરીને પૃથ્વીનો ભાર ઉતાર્યો છે. કોઇ વખત પોતે અમૂક અંશથી અવતાર લે છે. કોઇ વખત પોતાની વિભૂતિ દ્વારા કાર્યો કરે છે. વળી પોતાની ઇચ્છા થાય ત્યારે પૂર્ણરૂપે પણ પ્રકટે છે. શ્રીકૃષ્ણનો અવતાર પૂર્ણ સ્વરૂપે છે તેમને પ્રકટવાનું પ્રયોજન તથા તેમણે શું શું કાર્યો કર્યા તે નીચે પ્રમાણે છે.

શ્રીકૃષ્ણ ભગવાન સ્વયં પૂર્ણાવતારથી મથુરામાં કંસરાજાને ત્યાં કારાગૃહમાં શ્રાવણ વદી ૮ બુધવારે માતાજી દેવકીજીના મનોરથ પૂર્ણ કરવા પ્રકટ થયા તે સમયે તેમના પિતા વસુદેવજીએ હાથજોડી પ્રભુને પ્રસન્ન કર્યા કંસરાજાના ડરથી પ્રભુને શ્રીગોકુલમાં શ્રીનંદરાયને ત્યાં પધરાવ્યા, ત્યાં જઇ ઉછરી મોટા થયા તેથી તે શ્રીનંદયશોદાના પુત્ર કહેવાયા.

નાનપણમાં આપે વ્રજભક્તોને પ્રસન્ન કરવા અનેક પ્રકારની બાળલીલાઓ કરી આનંદ આપ્યો. શ્રીગોપીજનો પાસે જઇ દુધ, દહીં, માખણ, વગેરે માગી લેતા, ન આપે તો ચોરી કરતા, પોતે ખાતા, પોતાના અંતરંગ સખાઓને ખવડાવતા. આવા આવા અનેક નિરવધિ આનંદ આપી શ્રી ગોપીજનના મનોરથ પૂર્ણ કરતા.

ગાયો ને વાછરડાં ચારવા ગ્વાલ બાલની સાથે વનમાં જતા, ત્યાં છાકલીલા, આંખમીચામણીલીલા, દડો રમવાની લીલા

એવી અનેક લીલાઓ કરી પોતાના નિકટવર્તી સખાઓને ખુબ આનંદ આપ્યો. આ લીલાઓ રમત રૂપે અત્યારે પણ આપણાં બાળકો રમે છે જે દ્વારા તેઓ પ્રભુનું સ્મરણ કરે છે. વચ્ચે વચ્ચે બકાસુર, અઘાસુર, કેશી, તૃણાવર્ત, પુતના, શકટાસુર, આદિ અનેક રાક્ષસોને મારી પોતાનું અતૂલ બળ બતાવી, ગ્વાલ ગોપને આશ્ચર્ય ચકિત કરી દીધા. એક વખત **બળદેવજીએ** માતા યશોદાને ફરીયાદ કરી કે શ્રીકૃષ્ણે તો માટી ખાધી છે. તેથી માતાજીએ તેમને દંડ કરવાને તથા પોતાનું મુખ દેખાડવા આજ્ઞા કરી. પોતે માતાને મુખ બતાવી તેમાં સકલ બ્રહ્માંડ, ચૌદ લોક, અનેક નદી, નાળાં, પર્વત, વગેરે બતાવી તે દ્વારા માતાને પોતાના પ્રભુત્વની ખાતરી કરાવી. માતાએ જાણ્યું કે આ બાળક તો સાક્ષાત્ ઇશ્વરજ છે. પણ પાછો માયાનો મોહ ઉત્પન્ન થતાં બાળભાવ આવી જવાથી બાળકને કંઇ ચેટક લાગ્યું છે એમ જાણી અનેક પ્રકારનાં ગૌદાન વગેરે આપવા લાગ્યાં.

પોતાનો દડો શ્રીયમુનાજીમાં પડયો છે તે લેવાની મીસથી શ્રી યમુનાજીમાં ભૂસ્કો–કુદકો મારી ત્યાં રહેતા **કાલીનાગને** નાથી, તેનો ગર્વ દૂર કરી, શ્રી યમુનાજીના પવિત્ર જળમાં ઝેરી સર્પ રહે તે યોગ્ય નહિ, તેથી તેને ત્યાંથી ખસેડી રમણીક દ્વીપમાં મોકલ્યો ને તેને વરદાન આપી, નિર્ભય કર્યો કે "તારા માથા પર મારા ચરણના ચીન્હનો ખાડો પડેલો છે તેથી તને કોઇ મારશે નહિ. તું નિર્ભય છું" હાલ પણ આવા સાપો પોતાની ફેણના માથા પર ભગવાનના ચરણ ચીન્હવાળા ક્વચિત્ દેખાય છે તે આ વરદાનવાળા જાણવા.

શ્રી ગોવર્ધન પર્વત ઉપાડી ઇંદ્રના કોપથી સમસ્ત વ્રજની રક્ષા કરી મહાન્ સંકટમાંથી ઉગાર્યા તેનો અત્યારે પણ આપણે કારતક સુદી ૧ના દિવસે અન્નકુટનો ઉત્સવ કરીએ છીએ.

આવા આવા અનેક ચમત્કારો ને લીલાઓ વ્રજમાં શ્રીપૂર્ણ પુરૂષોત્તમ રૂપે ૧૧ વરસને પર દિવસ સુધી બતાવી. મથુર પધારી કંસરાજાને યમનો અતિથિ બનાવી, માતા પિતાને બંધનથી મુક્ત કરી, ઉગ્રસેનને રાજગાદી આપી પોતે શ્રી દ્વારકાં પધાર્યા. પાંડવ કૌરવના યુદ્ધમાં પણ પોતે અગ્રેસર બન્યા હતા, દુષ્ટ દુર્યોધન પાંડવોનું રાજ પચાવી પડયો છે, તેમને કંઇ આપતો નથી, તેથી મહાન લડાઇ ઉભી થશે, બંને પક્ષ પોતાના સગા તથા મિત્રો હોવાથી લડાઇ ન થાય તે માટે દુર્યોધનને બહુ પ્રકારથી સમજાવ્યો તેણે ન માન્યું અંતે લડાઇ જાહેર થઇ, પાંડવો ધર્મિષ્ઠ હોવાથી પોતે તેમનો પક્ષ લીધો, અર્જુનના સારથી થયા; બંને પક્ષ રણાંગણમાં હાજર થઇ ગયા, તે વખતે ધર્મને જેણે ધારણ કર્યો છે. એવા મહાત્મા અર્જુનને શંકા થઇ. !

सनयोरु-योर्मध्ये रथं स्थापयमेऽच्युत ।
न कांक्षे विजयं कृष्ण न च राज्यं [illegible]खानि च ।
किंनो राज्येन गोवि- किं भोगैर्जिवितेन वा ।
अहो बत म[illegible]त्पाप कर्तुं व्य[illegible]सिता वयम् !
यद्राज्य[illegible]खलोभन हंतुं स्वजन[illegible]घता: ।

પોતાનો રથ રણભૂમિના મધ્ય ભાગમાં લાવવા શ્રીકૃષ્ણ ભગવાનને કહ્યું. રથમાંથી ઉભો થઇ ચારે બાજુ અર્જુન જુએ

છે. તો અનેક મિત્રો, સગાં સહોદર, કુટુંબીઓ, વગેરે જોયા. પોતે વિચાર કર્યો કે આ બધાને મારી મારે રાજ્ય કરવું તે શાને માટે? જેને માટે મારે રાજ્ય કરવાનું છે તે તો મરવા તૈયાર થયા છે. આથી તેમણે યુદ્ધ કરવાની ના પાડી હથીઆર મુકી દીધાં.

આ વખતે શ્રીકૃષ્ણ ભગવાને ધર્મના સ્થાપનના પ્રથમ પગથીયા રૂપી ગીતાશાસ્ત્રનો ઉપદેશ કર્યો કે જે ગીતા અત્યારે હિંદુ ધર્મનો સર્વમાન્ય ગ્રન્થ થઇ પડયો છે. આ ગીતાના છેક છેલ્લા ૧૮મા અધ્યાયના ૬૬મા શ્લોકમાં:—

"सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज"

એ શ્લોક જ્યારે કહી બતાવ્યો કે તારાથી કંઇ ન બને તો સર્વધર્મનો પરિત્યાગ કર. નિ:સાધન થઇ મારે શરણે આવ. તેથી તને કંઈ પાપ પૂણ્ય બાધક થશે નહિ. આ ઉપદેશ તેને યોગ્ય લાગ્યો તે પછીજ તે યુદ્ધ કરવા તૈયાર થયો. આપણે પણ આમ પ્રભુને શરણે જવું એ આત્મનિવેદન કહેવાય, તેથી આપણે પ્રભુના બન્યા. આપણી સર્વ પ્રકારની ચીંતા પ્રભુ કરે છે, આપણે તો તેનું ભજન સ્મરણ કરીને મન પ્રસન્ન કરી હુંપણાનો ત્યાગ કરી, પ્રભુની આરાધના કરીશું તો આલોક સ્હેજે સુધરશે ને પરલોકની પ્રાપ્તિ થશે. ત્યારપછી એક ઋષિના શાપથી પોતાનું યાદવકુટુંબ ૫૬ કરોડનું જેનો સંહાર કરાવ્યો. પોતે પણ તે શાપનો અંગીકાર કરી, વેરાવળ પાસે પ્રભાસ-પાટણ ક્ષેત્રમાં દેહોત્સર્ગની જગાએ પારધીના બાણના નિમિત્તે પૃથ્વીનો ભાર ઉતારી, ધર્મ સ્થાપન કરી, સ્વધામ પધાર્યા.

આવા પ્રભુનું હરહંમેશ ભજન, સ્મરણ, સેવા કરીએ તો આજન્મ સુખથી વિતાવી, પરલોક પ્રાપ્ત કરી, જન્મ મરણના ફેરાથી બચી જઇએ.

**શિક્ષકે:**—મહાભારત, ગીતા, ભાગવતમાંથી શ્રીકૃષ્ણ ભક્તિના માહાત્મ્યના અનેક પ્રસંગો સંભળાવી બાળકોને ભક્તિજ્ઞાન ઉત્પન્ન કરાવવું.

---

## પાઠ ૧૮ મો.

### રમત યાને જગદ્ગુરૂની જયન્તિ.

**સ્થળ**—પોળમાં એક મોટો ઓટલો.

**સમય**—ચૈત્રવદિ ૧૧ સાંજના પાંચ વાગે.

**વિષય**—૪ છોકરીઓની રમત.

**પાત્રો**—રમનારી ચાર છોકરીઓ તથા બીજી.

**શાન્તા. કાન્તા. અસુ, ઇંદુ, લલિતા ને સવિતા.**

| | | | | |
|---|---|---|---|---|
| | | × | | |
| | | | | |
| × | | × | | × |
| | | | | |
| | | × | | |

ચાર બ્હેનોએ પાસાની રમત શરૂ કરી.

કોઇના ઓછાવત્તા દોકડા પડતાં અંતે **શાન્તા ચોથી**

પહેલી જીત મેળવી ગઇ. પછી **કાન્તા** જીતી, હવે અશુ ને ઈંદુ **રમતાં** હતાં. તેવામાં **લલિતા ને સવિતા** સારાં કપડાં, ઘરેણાં પહેરીને સામેથી આવતી હતી, તેમને જોઇ શાન્તાએ મજાકમાં કહ્યું.

ઓહો ! હો ! હો ! હો !

બ્હેન **સવિતા** ! શું સાસરે સુખડી સારૂ સિધાવ્યાં હતાં કે. ?

**સવિતા**—અલી જા ! તને તો મશ્કરીજ સુઝે છે.

**શાન્તા**—એમાં હું શું ખોટું કહું છું, ગઇ કાલેજ તમારાં સાસુજી મારાં બા પાસે આવી વાત કરતાં હતાં તેથી મેં તને પુછયું.

**સવિતા**—ના બ્હેન તેમ નથી, આ લલિતાને તો જવાનું છે. હું તો મારાં બા સાથે દર્શન કરવા ગઇ હતી.

**કાન્તા** બોલી ઓહો ? શું દર્શનનાં ભોગી ! ઇઇઇ.

**લલિતા**—અલી એમ કેમ ? આપણે રહ્યાં વૈષ્ણવ, કોઇ કોઇ દિવસ તો દર્શન કરવા જઈએ. આજતો આપણા ધર્મનો મોટો દિવસ છે, તને કયાં ખબર છે ! નિત્ય ન બને તો આવા દિવસોએ તો ખાસ કરીને જવુંજ જોઈએ.

**શાન્તા**—કેમ આજે શું છે ?

**લલિતા**—હોય શું ! આજ તો **જગદ્ગુરૂની જયન્તી** છે.

**શાન્તા**—એ જગદ્ગુરૂ કોણ ?

**લલિતા**—**શ્રીમદ્અખંડભૂમંડલાચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્યજી.**

**કાન્તા**—શ્રીમદ્ વલ્લભાચાર્યજી કોણ. ને તેમણે શું કર્યું ! તે સમજાવને ?

**સવિતા**—અલી લલિતા, આપણને તે દહાડે શાસ્ત્રીજી કહેતા હતા તે બરાબર યાદ છે ? હા, મને તો બધું મોઢે છે.

**લલિતા**—તો આને તું સમજાવને. વચ્ચે ભુલ પડશે તો હું તને બતાવીશ.

**શાન્તા**—ઓ હો ! આ જાણે મોટાં શિક્ષક કે શાસ્ત્રી.

**સવિતા**—બ્હેન એમ કેમ કહે છે, જેને આવડે તે મોટું. કાંઇ ઉમ્મર વધારે હોય માટે મોટું ના કહેવાય.

**ઇન્દુ**—હશે બ્હેન આપણે શું ! તમે તમારે કહેતાં હોય તે કહો.

**સવિતા**—બધાં સાંભળો, અલી તું પાસા મુકી દે, બધાં એક ચીત્તે સાંભળે છે.

**સવિતા**—શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ ૧૧ વરસનીજ ઉમ્મરમાં દક્ષિણમાં વિદ્યાનગરમાં મહાન્ ધર્માત્મા **રાજા કૃષ્ણદેવની સભામાં ૨૭ દિવસ** સુધી વાદ વિવાદ ચલાવી જીત મેળવી ને પોતાનો ધર્મ સાબીત કર્યો. ત્યારથી બધા પંડિતોએ તેમને **" અખંડભૂમંડલાચાર્યવર્ય શ્રી મહાપ્રભુજીની** પદવી આપી. રાજાએ ને સભાએ મળીને. ત્યાર પછી પોતે આખા દેશમાં પ્રવાસે પધાર્યા ને પોતાનો મત પ્રચલિત કર્યો.

ત્યારથી તે જગદ્ગુરૂ કહવાયા, કેમ બ્હેન એમજને !

**લલિતા** બોલી—હા. જેના સિદ્ધાન્તો જગતમાં ઘણા માણસો પસંદ કરે તે જગદ્ગુરૂ કહેવાય. **કાન્તા**—એ શ્રી વલ્લભા-

ચાર્યજી કોણ હતા ને તેમનો જન્મ ક્યાં ને ક્યારે થયો? વગેરે હકીકત જાણતાં હો તો કહોને !

**લલિતા**—વાહ ! બહું સારૂં પૂછયું, આવી આવી વાતો કરીએ તો સારૂં. જુઓ બરાબર યાદ રાખજો.

શ્રીવલ્લભાચાર્યજી સં. ૧૫૩૫ના ચૈત્રવદ ૧૧ ના રોજ જનમ્યા, આજે તેમને ૪૪૯ વર્ષ પુરાં થયાં, નાગપુર પાસે ચંપારણ્ય નામે પવિત્ર ધામમાં તેઓશ્રી પ્રગટયા. આપશ્રીના પિતા શ્રીલક્ષ્મણભટ્ટજી ને માતા એલમાગારૂજી હતાં, જ્ઞાતે તેલંગા બ્રાહ્મણ હોઈ તેમના કુટુંબમાં સો. સોમયજ્ઞ થયા હતા. આપશ્રી પ્રભુનો સાક્ષાત્ અવતાર હતા એમ મનાય છે.

સાત વરસમાં તો આપશ્રી સમગ્ર વેદ, પુરાણ, શાસ્ત્ર વગેરે ભણી ગયા ને ૧૧ વરસે તો વિદ્યાનગરમાં પ્રખર પંડિતો સાથે ધર્મનું દંદ્વ યુદ્ધ કરી, વાદ કરી, વિજય મેળવ્યો. પછી આપ પૃથ્વીપરિક્રમા કરવા પધાર્યા આપે ઘણા ગ્રન્થો રચ્યા છે. આ બાબત વધુ જાણવું હશે તો મને ગઇ સાલમાં શ્રીવલ્લભાચાર્યચરિત્ર એ નામનું પુસ્તક વૈષ્ણવ મહાસભાની પાઠશાળામાંથી ઇનામમાં મળ્યું છે. તે વાંચી બતાવીશ,

**શાન્તા**—વાહ બ્હેન, તમે તો બહુ જાણો છો ને !

**સવિતા**—કેમ ન જાણે. એતો દરરોજ પાઠશાળામાં જાય છે, ને ત્યાં આવું આવું ઘણું ભણે છે.

**શાન્તા**—બ્હેન, વળી એ પાઠશાળા ક્યાં છે ને ત્યાં શું શું ચાલે છે !

**લલિતા**—આજ મને કામ છે, ઘેર મહેમાન આવ્યા છે, માટે કાલ એ બાબત કહીશું. ( જાય છે )

**શાન્તા, કાન્તા,** મનોબત વિચાર કરે છે,

જરૂર કાલે લલિતાને મલીને આપણે પાઠશાળામાં જઇએ, કેમ હેં-બ્હેન ! **બધી**-હા. હા. જરૂર જઇશું.

---

## પાઠ ૧૯ મો.

## આનું નામ તે હાકરી.

### સર્વેષાં ભૂષણં ધર્મ:

અજમેરથી ઉત્તર દિશાએ આવેલા **રૂપનગર** નામે શહેરમાં ક્ષત્રિય કુલદિપક મહારાજા માંડલિકને ત્યાં મહાન તેજસ્વી, રૂપનો અંબાર, શરદચંદ્રની પૂર્ણ પ્રતિમારૂપ, શૂરવીર રાજ રમણી **પ્રભાવતી** નામે કન્યાનો જન્મ થયો. પ્રતિદીન તેનું તેજ શુકલપક્ષના ચંદ્રની કલાની માફક વધવા લાગ્યું. રાજ્ય કન્યાના અતિવ સૌન્દર્યની મોગલ સમ્રાટ્ ઔરંગઝેબને ખબર પડતાં તે કામાંધે પોતાની પત્ની બનાવવાની દુષ્ટ આશાથી મહાન સૈન્ય લેઇ રૂપનગર ચડાઇ કરી, પ્રથમતો તેણે ધાર્યું કે હું સાર્વભૌમ શાહેનશાહ હોવાથી તથા વિપૂલ સત્તા ધરાવતો હોવાથી આ રાજા તથા કન્યા ઉભય મારી માગણીનો સ્વીકાર કરશે, એમ જાણી તેણે કહેણ મોકલાવ્યું.

માંડલિક રાજા પાસે સૈન્યની તૈયારી નહિ, તેમ તેનું રાજ્ય નાનું, તેથી સમ્રાટ સામે શી રીતે ટકી શકે. રાજા ગભરાયો,

કંઇ જવાબ આપી શકયો નહિ. પ્રભાવતીને આ વાતની ખબર પડી કે પિતા ચિંતામાં પડયા છે તે મારે દૂર કરવી જોઇએ. એમ વિચારી પિતાની પાસે આવી. પિતા તો શોકસાગરમાં ડુબી ગયા હતા, કંઇ બોલ્યા નહિ. વીર રાજકન્યાએ વિચાર્યું કે, મારા સતીત્વનું રક્ષણ કરવાનો પ્રસંગ મારેજ હાથે આવ્યો, શું કરવું ? કાંતો આત્મ ત્યાગ કરવો, કે કોઇ રાજાની સહાય માગવી, આત્મ ત્યાગ કરવા એ તો રાજપૂત કન્યાની કાયરતા સૂચવે છે. વળી "જીવતો નર ભદ્રા પામશે, મુઆ પછી કંઇ નહિ મળે." માટે પ્રાણ ત્યાગ કરવાથી સાતજન્મ પર્યંત આવુંજ દુ:ખ ભોગવવું પડશે, જીવીશું તો પ્રભુભક્તિ કરી મોક્ષનો માર્ગ મેળવીશું. એવામાં તેને એક વિચાર ઉત્પન્ન થયો કે, મેવાડના ક્ષત્રિય કુલતિલક, સૂર્યવંશભૂષણ, પરોપકારી, શૂરવીર, ધીર ઉદાર ગંભીર, **મહારાણા રાજસિંહજી** આ દુષ્ટને મ્હાત કરી મારૂં સતીત્વ સાચવશે. માટે એઓશ્રીનેજ વિનંતી કરવી એવા નિશ્ચય ઉપર આવી, તત્કાલ પુરોહિતને બોલાવી પત્ર લખ્યો. તેમાંનો થોડો ભાગ વાચકોને જાણવા માટે લખ્યો છે. "ક્ષાત્રધર્મભૂષણ, ગોબ્રાહ્મણ પ્રતિપાળ, અખંડ પ્રૌઢ પ્રતાપ, પ્રજા વત્સલ, શરણાગતની સહાયતા માટે સદા તત્પર રહેનાર. મહારાજા શ્રી..........આ વિનંતિ સ્વીકારશો, દીન દાસીને બચાવશો કામાંધ દુષ્ટ મોગલ મારી અપેક્ષા કરે છે, એ શું યોગ્ય છે ? શું રાજહંસિણી બગલાની સહચારિણી થશે ? શું પવિત્ર રાજપુત્ર કુલકુમારી મોગલની અંકશાયિની થશે ? શું રાજપૂતાણીને દુષ્ટ યવન અપવિત્ર કરી શકશે ? કદિ નહિ બને ! મહારાજ ! હું આપને નિશ્ચય

પુર્વક વિનંતી કરૂં છું. કે આપ આ સંકટમાંથી મને નહિ બચવો તો હું અવશ્ય આપઘાત કરી પ્રાણ ત્યાગ કરીશ. માટે આ ત્રાસથી મને બચાવો ! બચાવો !" પત્ર વાંચતાંની સાથેજ ક્ષાત્રધર્મપરાયણ, ધર્મ જેનું ભૂષણ છે, એવા વિચાર શીલ પુરૂષ પોતાનું પરાક્રમ વ્યક્ત કરવા સદા સજ્જ થયેલાજ રહે છે. તત્કાલ બહુ મૂલ્ય, વિશાલ કાય અને શીઘ્રગામી અશ્વ ઉપર આરૂઢ થઇ, અંગ રક્ષકો સહિત વિપૂલ સૈન્ય લેઇ શત્રુનો સંહાર કરવા, શરણાગતનું પાલન કરવા ચાલી નીકળ્યા. એક રજપુત અબળાના સતીત્વનું રક્ષણ કરવા માટે કયો વીર રજપુત તત્પર ન થાય ? આમ વિચાર કરતાં કરતાં રણાંગણમાં હાજર થયા. જોતજોતામાં તો તુમૂલ યુદ્ધ કરી, શત્રુદલનો સંહાર કરી, દુષ્ટને મ્હાત્ કર્યો. થોડાક બચેલા મુગલો સાથે પાપાત્મા નાશી છૂટયો. આમ પરાક્રમી મહારાણા વિજય મેળવી, સતીની સહાય કરી. વિજયધ્વજ ફરકાવી, ઉદયપુર પધાર્યા.

પ્રભાવતી એકાંત મહેલમાં ઇશ્વર સ્મરણ કરી રહી છે, આનંદમાં દિવસ વ્યતીત કરે છે, એવામાં ખબર મલી કે વિષયાંધ ઐારંગજેબ બીજીવાર મહાન્ સેના લઇ રૂપનગર લડાઇ માટે તથા પ્રભાવતીને પકડી લેઇ જવા માટે આગમન કરી રહ્યો છે. આ વાતની ખબર પડતાં પોતાના કાકાને મળી ઉપાય શોધવા લાગી. કાકાની ઇચ્છાથી પોતે મહારાણા સાથે લગ્ન કરવા મરજી જણાવી તેમને કહેવરાવ્યું એટલે મહારાણાએ લગ્નની તૈયારી કરી બીજી બાજુ અસંખ્ય સૈન્ય ભેગું કરી

રાજપુત શુરા સરદારોને મોકલી ઔરંગઝેબનો રસ્તો રોકી દીધો. યુદ્ધ ચાલતું હતું એટલામાં મહારાણા નિર્વિઘ્ને લગ્ન કરી, સતી પ્રભાવતીને લેઈ સુખરૂપ ઉદયપુર પહોંચી ગયા.

આહીં રણભૂમિમાં તો બંને પક્ષના હજારો માણસોનો ઘાણ નીકળી ગયો પણ યુદ્ધ વિશારદ, વિરકેસરી, બાહુબલાવલંબી, ચુડાવત સરદાર ઔરંગઝેબના હાથી સામો ભાલો લેઇ જઇ પહોંચ્યો. દુષ્ટ ચેતી ગયો કે મૃત્યુ આવી પહોંચ્યું તેથી સમય સૂચકતા વિચારી પાપી બોલી ઉઠયો કે "વ્યર્થ શા માટે મારી નાંખો છો" દયાળુ સરદાર બોલ્યો કે જો તું તારા કુરાનના સોગંદ ખાઇ પ્રતિજ્ઞા કરે કે "દશ વર્ષ સુધી, ઉદયપુર ઉપર વારે આક્રમણ કરવું નહિ" તો છોડી દઉં નહિ તો આ ભાલો તારા શરીરમાં જાય છે. બાદશાહે પ્રાણ જોખમમાં પડયા જાણી માગણી સ્વીકારી એટલે ચુડાવત સરદારે પોતાનો અશ્વ પાછો વાળ્યો અને પાપાત્મા નાશી છુટયો.

રજપુત સરદારો બચેલું સૈન્ય લેઇ વિજયધ્વજ ફરકાવી ઉદયપુર પાછા ફર્યા.

હવે એ રજપુતકન્યા બાળા મટી **મહારાણી પ્રભાવતી** કહેવાયાં. ધન્ય છે? સતીના સતીત્વને? **દિકરી હો તો આવીજ હજો.** બાપને સંકટમાંથી મુક્ત કર્યા પોતાના સતીધર્મનો બચાવ પોતાની મેળે કરી લીધો "**આનું નામ તે દીકરી.**"

---

## પાઠ ૨૭ મો.

### સ્વદેશ સેવા-પ્રેમ. ભાગ ૧ લો.

**મહેતીજી**—બ્હેનો, આગળના પાઠોમાં તમને ઘરની, કુટુમ્બની સેવા, જ્ઞાતિની સેવા, વગેરે સેવાના ધર્મો સમજાવ્યા હતા હવે મોટી ઉમ્મરમાં એક મહાન્ સેવા કરવાની ફરજ તમારે શિરે રહે છે. તે હું તમને આજે સમજાવવા માગું છું.

જુઓ! તમે મોટાં થશો ત્યારે તમારે થોડી ઘણી પણ શક્તિ પ્રમાણે તમારા દેશનાં ભાઇ બ્હેનોની સેવા કરવી જોઇએ. કે જેને સ્વદેશસેવા કહે છે, તે તમે કેવી રીતે કરી શકશો? સાંભળો.

સ્વદેશ એટલે પોતાનો દેશ. કોઇપણ માણસ એવો નહિ હોય કે જે પોતાની કહેવાતી કોઇપણ ચીજોની સંભાળ ન રાખે. અને બીજાની ચીજો સાચવે. તમારી બ્હેન ભાઇ કે તમારી બ્હેનપણીઓ કોઇ વખત દુઃખમાં આવી પડે તો તમે તેની ચાકરી કરવા તરત જ મંડી પડશો પણ બીજાને માટે તમે તેના કરતાં થોડી દરકાર કરશો. તેવીજ રીતે તમારા દેશના દરેક માણસોની સેવા બજાવવી જોઇએ એ તમારો ધર્મ છે. કહો તમારો દેશ કયો!

**રમા**—અમદાવાદ.

**મહેતીજી**—નહિ એતો શહેર છે. કહો કાન્તા!

**કાન્તા**—ગુજરાત.

**મહેતીજી**—નહિ એતો પ્રાંત કહેવાય.

**વિદ્યા**—હિન્દુસ્તાન.

**મ્હેતીજી**—બરાબર? ખરૂં? તમારો ને મારો બધાનો દેશ હિન્દુસ્તાનજ કહેવાય. જેવી રીતે તમે કુટુમ્બની સેવા કરો છો તેવી રીતે તમારા દેશની સેવા શી કરશો. કહો સવિતા? આ બ્હેન દયાળુ હતી તે બોલી.

**સવિતા**—ભૂખ્યાને અન્ન તરસ્યાને પાણી આપવું, રસ્તામાં જતાં કોઇને વાગ્યું હોય તો તેની બને તેટલી સેવા કરવી.

**મ્હેતીજી**—બ્હેનો તમે જ્યાં જાઓ ત્યાં તમારા દેશનો કોઇ પણ માણસ મળે તો તે તમારા પોતાના દેશનો છે એમ સમજી તેના ઉપર પ્રેમ રાખજો પોતાના દેશમાંજ બનતી ચીજો વાપરજો, પહેરજો. વિદેશી ચીજો ખોટો મોહ ઉત્પન્ન કરાવી તમારા પૈસા ખુંચવી લેવાની છે.

બ્હેનો માટે પહેરવાની ઘણી ફેન્સી ચીજો વિદેશથી આવે છે. તે ન વાપરવી તેના વિના ચલાવી લેવું પરંતુ સ્વદેશી ચીજો જેવી મળતી હોય તેવી વાપરવી.

**ખોરાક**—તમારા દેશનોજ રાખવો, અંગ્રેજ જેવો નહિ.

**પોશાક**—પણ તમારી મા બ્હેનો પહેરે છે તેવો પહેરવો. અત્યારે અંગ્રેજોનું અનુકરણ પારસીઓ કરે છે, ને તેમનું અનુકરણ આપણે કરીએ છીએ, તે ન કરવું.

**રહેણી કરણી**—અગાઉ આપણા દેશની માતાઓ કેવી સતીઓ હતી, સતી ધર્મની તેમણે કેવી રક્ષા કરી છે.

પર પુરૂષનું મોં પણ જોયું નથી, તેઓ કેવાં ધર્મ ચુસ્ત હતાં તેના દાખલા તમે ઘણા જાણો છો, તમને કહ્યા છે. પણ

અત્યારે તો તેથી ઉલટું પરપુરૂષોમાં છુટથી ફરવું, મેળાવડામાં જવું, પાર્ટીઓમાં જવું, એવી સુધારક બ્હેનની જેમ વર્તવું તેથી ઘણાં અનિષ્ઠ પરિણામ આવ્યાં છે. તેવા દાખલા ઘણા છે. પણ તમને તે કહેવા હું યોગ્ય ધારતી નથી. શું એકલા સ્ત્રીઓના મેળાવડા નથી થતા? થાય છે. શું ઘેર બેઠે દેશ સેવાનાં કાર્યો નથી થતાં? કરવાં હોય તો થાય છે. પણ કરવું નહિ ને કહેવું બહુ એ યોગ્ય નથી. બ્હેનો! જે દેશમાં આપણું, આપણાં માતા પિતાનું, ભવિષ્યની પ્રજાઓનું, પાલન પોષણ થયું છે, થાય છે, ને થવાનું છે; આપણે આપણો સ્વધર્મ સાચવી, હસ્તે મુખે દિવસો નિર્ગમન કરીએ છીએ, અનેક પ્રકારનાં સત્કર્મો કરી પરલોકનું પણ ભાથું પ્રાપ્ત કરી શકીએ છીએ, એવી આપણી માતૃભૂમિ હિન્દ માતાનાં તમે ઋણી છો તો તે ઋણના બદલામાં તમારે તેના ઉદ્ધારાર્થે તન, મન, ને ધનથી સેવા કરવી.

**તન** એટલે પ્રથમ **સવિતા** બ્હેને કહ્યું તેમ ગરીબોની સારવાર કરીને.

**મન** એટલે સવારથી સાંજ સુધી તમારા ઘરમાં જેટલી વસ્તુ વપરાય છે, તેટલી તમારા દેશની જ હોવી જોઇએ એવી સ્વદેશી ચીજો ઉપર તમને પ્રેમ હોવો જોઇએ. પછી તે ચીજો ગમે તેવી હોય તોપણ મારા દેશની છે તેથી તે સારીજ છે એમ જાણવું.

**ધન** એટલે તમારી પાસે પૈસા હોય તો દેશની ઉન્નતિમાં વાપરવું. પાઠશાળાઓ, સ્કુલો, પુસ્તકાલયો સ્થાપવાં, તમારા

દેશીભાઇઓ સ્વધર્મ પરાયણ થાય તેવાં સ્થાનો સ્થાપવાં જેવાં કે મંદિરો, શિવાલયો, બોર્ડીંગો, ગૌશાળાઓ, કે જેમાં પોતાનો ધર્મ સાચવતાં ભણાવવાનું, શીખવાનું હોય તેવા કાર્યોમાં તમારાં ધનનો વ્યય કરવો. દેશનું મોટું ધન ગાય, બળદ, ભેંસ આદી પશુઓનું છે, તેવાં પવિત્ર પ્રાણીઓનો વધ થતો અટકાવવો ને તેનું પાલન કરવા તમારે પ્રયત્ન કરવો.

બ્હેનો તમારો દેશ કેટલો પવિત્ર ને ઉત્તમ છે તે માટે થોડાંક ગીતો તમને ગવડાવું, કે જે ગીતો આપણા પ્રાતઃસ્મરણીય કવિઓ ગાઇ ગાય છે.

એ ગીતો થઇ રહ્યા પછી આપણે લેશન શરૂ કરીએ, હજુ ઘણું કહેવાનું છે તે વળી કાલે કહીશું.

---

## પાઠ ૨૧ મો.

### સ્વદેશ સેવા-પ્રેમ. ભાગ ૨ જો.

### ૧ સ્વદેશ ગીતો.

"મારી ભરત ભૂમિ."

મારી ભરત ભૂમિ.
રૂપાળી, રદ્ધિઆળી, યશાળી, સુશીલ પુનિત.
તારાં ચમરણ ચૂમી. ટેક.
આનંદે વદુ જય જય હરદમ નિત્ય,
સૌ સૌમાં કાંક વિશેષજ છે,
પણ તું તો અલૌકિક એકજ છે—મારી ભરત ભૂમિ.

શી ફળદ્રુપતા સ્થળ સ્થળ સોહે,
નવરંગી રમણી મનડાં મોહે,
જાણે વાડી વિશ્વંભરની જ હોએ—મારી ભરત ભૂમિ.
સાથે વિશ્વંભર વાલી તું ઝાઝી;
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,
તને પ્રભુએ કરી પ્રિયપ્રમુખાજી—મારી ભરત ભૂમિ.
તું તો સત્વગુણી તત્ત્વજ વેત્તા;
દેશ દેશથી પંડિત જ્યાં વહેતા,
થઈ શિષ્ય સહોત્સાહે રહેતા—મારી ભરત ભૂમિ.
સેવું નિત્ય પુનિત તવ રજચૂમી,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મ ભૂમિ,
તારી ભક્તિ રગેરગ રહીજ ઘૂમી—મારી ભરત ભૂમિ.

(નવલરામ)

## ગરબી.

### રૂડો મુલકતો ગુજરાતજ.

રૂડો ! રૂડો ! મુલક ગુજરાત રૂડો ! જગદીશે જગતમાં ખુબ ઘડયો
જ્યાં જુઓ ત્યાં લીલાલહેરજ છે ! ધનધાન્યે ભૂધરની મહેરજછે,
બહુ જુવાર, બાજરી, ડાંગેર ને, ઘઉં ચણા વટાણા, ઝાલરને,
ઘણી તુવેર, ને મગ, ચોળા, જ્યાં, મઠ, અડદ મકાઇ, જવઝાઝા.
વળી ગળી, દીવેલી, તલ, અળશી, આદે આદે ચીજો હજારો કળશી
એ ગણે ગણાય ન કહું સાચું, ગુજરાતે પાકે સોનું કાચું.
કાચું રાખ્યું નથી કંઇ કિરતારે ! કરી કૃપા ભારતખંડપર ભારે
ભલ ભૂંડી આપણીજ છે ભાઇ, કે ગયા ડુબી દળદરમાંહી.

આવો મુલક મળ્યો હોય બીજાને, દુઃખબોલ જનમમાં ન તે જાણે
લોક અક્કલ હુન્નર નહિ કંઇ આણે, જુઠો મમત ગાડરવત બહુ તાણે
મૂકી મમત, આળસ ઇર્ષા સર્વે, દેશ દાઝે ઘૂમો ઘૂમો ગર્વે
કરી ગર્વ ગરૂઓ મુલક પાછો! સુતાં બેઠાં સ્વદેશનું સુખવાંચ્છો,
સંપ સજી, ભજી વિદ્યામાતા, થઇ હુન્નર કળામાં મદમાતા,
કશી કમર પલકમાં પ્રંખારી, બહાર પડો! ફતેહ છે કહું ધારી!

(નવલરામ.)

## ૩ ગુણવંતી ગુજરાત.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત!
નમિયે નમિયે માત, અમારી ગુણવંતી ગુજરાત!
મોંઘેરા તુજ મણિમંડપમાં, આ ઝુકી રહ્યાં અમશીષ.
માત મીઠી! તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ.
અમારી ગુણવંતી ગુજરાત! ૧

મીઠી મનોહર વાડીઓ ત્હારી, નંદનવન શી અમોલ;
રસ ફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલોલ.
અમારી ગુણવંતી ગુજરાત! ૨

સંત મહંત અનંત વીરોની, વ્હાલી અમારી માત;
જય જય કરવા ત્હારી જગતમાં, અર્પણ કરીએ જાત.
અમારી ગુણવંતી ગુજરાત! ૩

ઊંડા ઘોર અરણ્ય વિષે કે, સુંદર ઉપવન માંય;
દેશ વિદેશ અહો નિશ અંતર, એકજ ત્હારી છાંય.
અમારી ગુણવંતી ગુજરાત! ૪

સરસરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપૂર,
પૂણ્ય ભૂમિ ફળફૂલ ઝઝુમી, માત રમે અમે ઉર.
અમારી ગુણવંતી ગુજરાત! ૫
હિન્દુ, મુસલમિન, પારસી સર્વે માત અમે તુજબાળ.
અંગ ઉમંગ ભરી નવરંગે કરિયે સેવા સહુ કાળ.
અમારી ગુણવંતી ગુજરાત! ૬
ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દે અંધકાર
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરિયે જય જયકાર!
અમારી ગુણવંતી ગુજરાત! ૭
નમિયે નમિયે માત અમારી!
અમારી ગુણવંતી ગુજરાત.
(ખબરદાર.)

## ૪ અમારો દેશ સારો છે.

(ગઝલ.)

જગતના સર્વ દેશોમાં, અમારો દેશ સારો છે;
ભલે ભુલો કરે તો યે, અમારો દેશ સારો છે.
સરસ પહાડો અમારે ત્યાં, સરસ નદીઓ અમારી છે
સરસ ફુલો સદા ઉગે, અમારો દેશ સારો છે.
પશુ પંખી જુદા જુદા, અમારા દેશમાં બહુએ,
બધી ચીજો અહિં પાકે, અમારો દેશ સારો છે.
અમારા દેશમાં સતીઓ, અમારા દેશમાં સાધુ,
અમારા દેશમાં સહુ છે, અમારો દેશ સારો છે.

પ્રભુનો પાડ માનીશું, અમોને જન્મ અહિં દીધો,
સદા ગર્વે અમે કહીશું, અમારો દેશ સારો છે.
(ચં. મ. દેસાઈ.)

૧ અભિમાન—એટલે ગર્વ નહિ, પણ "મારું માનવું." દેશાભિમાન એટલે દેશને મારો માનવો,

૨ દેશને આપણે મારો માન્યો ક્યારે કહેવાય કે જ્યારે આપણી સઘળી પ્રવૃત્તિઓ એના હિતાર્થે જ થાય. માત્ર મારો કહે મારો નથી થતો પણ મારો કર્યે મારો થાય છે.

૩ માતા પિતાની ભક્તિ વિષે વિવેચન કરતાં આપણે જોયું કે "ભક્તિ" એ કેવળ હૃદયનો ભાવ નથી, પણ એ ભાવ સાથે એ ભાવને અનુરૂપ એવો આચાર છે. જે ભક્તિ સેવારૂપે પ્રત્યક્ષ ન થાય એ ખરી ભક્તિ નથી. માટે ખરો સ્વદેશભક્ત એજ કે જે દેશની યથાશક્તિ સેવા કરે. પ્રેમ બોલતો નથી પણ કરી બતાવે છે; ખરો સ્વદેશભક્ત સ્વદેશભક્તિની વાતો કરતો નથી તેટલું આચરી બતાવે છે.

એકલું સ્વદેશાભિમાન કાંઇજ કામનું નથી.

૪ આમ અભિમાન, ભક્તિ, સેવા, એમ બતાવ્યા પછી, કેવી વિવિધ રીતે દેશસેવા થઇ શકે તે સમજાવવું. દેશની ખેતી, વેપાર, ઉદ્યોગ, વિદ્યા સુખ, આબરૂ વગેરેમાં વધારો કરવાની જુદી જુદી રીતો–તથા તેના દાખલાઓ બતાવવા.

---

## પાઠ ૨૨ મો.

## સ્વદેશ સેવા—પ્રેમ. ભાગ ૩ જો.

મ્હેતીજી—બ્હેનો, કાલે તમને સમજાવેલા દેશ સેવાના પાઠમાં હજુ ઘણું બાકી રહી જાય છે, તે આજે સમજાવું, બેસો. અગાઉ આપણો દેશ બહુ આબાદ હતો, લોકો ધર્મનિષ્ટ ને બલિષ્ટ હતા. ખાવાની ચીજો તો એટલી બધી સસ્તી હતી કે

પાર નહિ. હમણાં થોડા વખત ઉપર ગુજરાતી પેપરમાં તેના આંકડા આવ્યા હતા, તે વાંચી બતાવું સાંભળો.

ગાય, ભેંસ, ઈત્યાદિ દૂધવાળાં અને ખેતીને ઉપયોગી પશુઓ ઉપર હિંદનો આધાર છે, ખેતી માટે, તેમજ અનાજ, ઘી, દૂધ માટે તે જનાવરો હિંદ માટે ઘણાં કીંમતી છે. અગાઉ જ્યારે ઘેર ઘેર ગાયો હતી અને ગામડાંઓમાં તેમજ શહેરોમાં ગાય, ભેંસ, બળદો સારી જાતનાં અને સારી સંખ્યામાં હતાં. ત્યારે દેશમાં દૂધ, ઘીની નદીઓ ચાલતી. અનાજની ઘણીજ સોંઘવારી હતી. રાજા અને પ્રજા બન્ને સારી ઉપજ અને સોંઘારતને લીધે સુખી હતાં, હાલ દૂધ ઘીની નદીઓને બદલે ગાય, ભેંસ, બળદો વગેરે જાનવરોનાં લોહીની નદીઓ વહે છે, ત્યારે દેશ નિર્ધન થયો છે, ખેડુતો ભુખે મરે છે. ગામડાં પાયમાલ થયાં છે, રાજ્યોની ઉપજ કમી થતાં કર–વેરાનો ત્રાસ વધ્યો છે. નીચે જણાવેલાં અનાજ, ઘી, દૂધ વિગેરેના ભાવોની સરખામણી કરતાં જણાશે કે હાલનું જીવન ટકાવવું કેટલું મુશ્કેલી ભરેલું છે.

| અકબરના સમયમાં રૂ. ૧)નો ભાવ. રતલ | ઇ. સ. ૧૯૧૪માં રતલ. | ઇ. સ. ૧૯૨૫માં રતલ. |
|---|---|---|
| ઘઉં...............૧૮૫ | ૨૫ | ૮ |
| જવ...............૨૭૭॥ | ૨૯ | ૧૨ |
| ચોખા...........૧૧૧ | ૧૫ | ૬ |
| દુધ............... ૮૯ | ૧૬ | ૪ |

| | | | |
|---|---|---|---|
| ઘી............... | ૨૧ | ૨ | ૦॥ |
| ખાંડ............... | ૧૭ | ૯ | ૭ |
| જુવાર............ | ૨૨૨ | ૪૦ | ૨૦ |
| બાજરી....... | ૨૨૭॥ | ૨૦ | ૧૦ |

એ તો ત્રણસો વરસની વાત છે, પણ હજુ તો સો વરસ પુરાં થયાં નથી, આ લેખકને ઘેર સંવત ૧૮૯૮ની સાલના ચોપડા છે તેમાં તપાસતાં ઘી રૂ. ૧નું શે. ૮ તથા મઠ રૂ. ૧ના મણ ૮ લેખે ખરીદ કરેલા તે વેપારમાં ખોટ ગઈ જેથી મઠ અપ્યા નહી, તે ઘર નીચે ભોંયરામાં દાટી દીધા. વિચાર કરો! ક્યાં તે વખતની આબાદી ને કયાં ઘી રૂ. ૧નું શેર ૧) મળે છે તે પણ ભેગબાળું ચોખ્ખું નહિજ. આનું કારણ શું?

દૂધ. ઘી, માટે ગાયો ભેંસો જોઇએ. તેની ઓલાદ બળદો, પાડા વગેરે થાય તેથી ખેતી થાય પણ તેજ જાનવરોની દર વરસે હિંદમાં એક કરોડ કરતાં ઘણુ વધારે સંખ્યામાં ભયંકર કતલ ચાલી રહી છે. મુંબઇમાં હંમેશાં આશરે ૧૫૦ ગાયો ૮૦ થી ૧૦૦ ભેંસો તથા બળદો વગેરે સારી જાતનાં ઉપયોગી હોવા છતાં કતલખાનામાં કપાઈ જાય છે. તો પછી આપણને દૂધ પણ ક્યાંથી મળે અને ખેતી પણ કયાંથી થાય! આવી કતલ ઘણો વખત થયાં ચાલે છે, આજથી ૨૦ વર્ષ પહેલાં ૨૭ કરોડ જાનવરો હતાં તે હવે ઘટીને આશરે ૯ કરોડ રહ્યાં છે અને હજુ કતલ ચાલુ રહેશે તો કેટલાં રહેશે તેનો ખ્યાલ કોઇ વખત કરશો? અને તે જોતાં હિંદને ભવિષ્યમાં ભુખમરા સિવાય બીજું શું રહેશે?

વળી દેશમાં દોલત એટલી બધી હતી કે પાર નહિ. તમે ઇતિહાસમાં શાહજહાંનનું મયુરાસનનું વર્ણન વાંચ્યું હશે. ક્યાં છે એ હીરા, માણેક, ને પાનાં? સઘળું પાયમાલ થઇ ગયું, સોનાની દ્વારકાં ને સોનાની લંકા હતી. એવા ત્યાંના વસનારા લોકો સુખી હતા!

એ તો પહેલાંની વાત! પણ ચારસો વરસની વાત છે. દક્ષિણમાં વિદ્યાનગરમાં કૃષ્ણદેવરાજાને ત્યાં તેના રાજ્યમાં ઘેર ઘેર હાથી હતા, અડેલની પાસે ગઢામાં દૂર્ગાવતી રાણીના રાજ્યમાં પણ ઘેર ઘેર હાથી હતા, એ રાણી એવી તો જોરાવર હતી કે અકબર પણ તેને જીતી શક્યો નથી. આપણી આ લક્ષ્મી પરદેશમાં ઘસડાઇ ગઇ! માટે તમને કહું છું કે તમે દરેક વસ્તુ સ્વદેશીજ વાપરજો, તેથી તમે દેશના બીજા લોકોની પણ એ રીતે સેવા બજાવી છે, એમ મનાશે. તેઓને રોજી મળશે તો વધારે પ્રેમથી ને ઉમંગથી તેઓ નવી નવી ચીજો બનાવ્યે જશે.

## પાઠ ૨૩ મો.

## મીનળદેવીનો ન્યાય.

બુધવારને દિવસે પાઠના વાંચનનો વિષય હતો તેમાં "એ બિલાડી ને વાંદરો" એ પાઠ આવ્યો. રોટલાની તકરાર માટે બિલાડીઓ વાંદરા પાસે તેનો ન્યાય કરાવવા ગઇ. તેણે ત્રાજવામાં રોટલાના કકડા મૂક્યા, નમતા પાસાંના વધ્યા તેમ ખાવા

માંડયા અંતે કંઇ રહ્યું નહી એટલે તેણે કહ્યું કે તમારો ન્યાય થઇ ગયો. જાઓ ઘેર.

બિલાડીઓ મનમાં સમજી કે આ તો છેતરાયાં "**એની લડાઇમાં ત્રીજો ખાઇ ગયો.**" એવું થયું.

**મહેતીજી**—આ કંઇ વાંદરાનો ખરો ન્યાય ન કહેવાય. જુઓ ખરો ન્યાય કેવો હોય તે વિશે એક વાત કહું.

પૂર્વે ગુજરાતની રાજધાની પાટણ હતી, તે વખતે ત્યાંનો રાજા સિદ્ધરાજ હતો તે નાની ઉમ્મરનો હોવાથી સઘળો રાજ-કારભાર તેમનાં માતુશ્રી **મીનળદેવી** ચલાવતાં હતાં, આ રાણી બહુ બુદ્ધિશાળી, ન્યાયી ને પ્રજા ઉપર બહુ પ્રેમ રાખ-નારાં હતાં. પ્રજાના સુખના માટે તેમણે પોતાના રાજ્યમાં બે મોટાં વિશાળ તળાવ બંધાવ્યાં. જેથી પ્રજા પાણીથી સુખી થાય ને ગરીબોને પણ રોજી મળે.

૧ **વિરમગામમાં મનસર તળાવ** બંધાવ્યું અને તે તળાવના ઓવારા ઉપર ૧૦૮ શિવાલય બંધાવ્યાં તેમાં એવી તો કારીગરી મુકી હતી કે સાંજે આરતી વખતે તે બધા દેવ-ળોના ઘંટ એક સાથે જ વાગે.

૨ **ધોળકામાં મલાવ તળાવ** બંધાવ્યું. આ તળાવ બરાબર સરખા ગોળ ઘેરાવામાં થાય તો તેની શોભા વધી જાય, ને તળાવની એક પાળ ઉપર ઉભા રહીને જુઓ તો ચારે બાજુ સરખી નજર પડી શકે તેમ કરવા પ્રજાના ઘણા લોકોનાં ઘર યોગ્ય કીંમત આપી લેઇને પાડી નાંખ્યાં પણ એક ખુણા

ઉપર એક [1]ગુણકા રહેતી તેણે પોતાનું ઘર આપવા ના પાડી, અધીકારીઓએ બહુ બહુ સમજાવી, ઘણા રૂપીઆ આપવા માંડયા છતાં તેણે ઘર આપ્યું નહિ.

અંતે અધીકારીઓ પણ રાજ્યના ધારા પ્રમાણે કીંમત આપી ઘર તોડી નાખવાનો વિચાર કરવા લાગ્યા પણ તેમ કરવાની રાજમાતાની આજ્ઞા ન્હોતી. રાજમાતાનો તો હુકમ હતો કે મારી પ્રજા ઉપર કોઇ પણ જાતના જૂલમ, અત્યાચાર, બળાત્કાર નજ થવા જોઇએ એવી રીતે તમારે કારભાર ચલાવવો. તેવામાં મીનળદેવી પોતાના રાજયની પ્રજાની સ્થિતિ તપાસવા નીકળેલાં ત્યાં આવી પહોંચ્યાં.

મહારાણી આવ્યાં છે ને મને બરાબર ન્યાય મળશે એમ માની તે તો નિશ્ચિંત બેઠેલી. અહીઆં અધીકારીઓએ ગુણકાના ઘર સંબંધી વાત કરી કે તે બાઈ કોઈ પણ ઉપાયે માનતી નથી માટે તેનું ઘર સાર્વજનીક કામમાં રાજ્યને જરૂર હોય તો યોગ્ય કીંમત આપી લેઇ શકે છે. આથી તેમણે ગુણકાને બોલાવી પુછયું કે ઘર કેમ આપતી નથી ? ગુણકાએ કહ્યું જી હજુર ! મારે તો ઘર વેચવાની ઈચ્છા જ નથી.

શ્રીમતી મહારાણીએ કહ્યું—વેચવું ન હોય તો તેના બદલામાં અમે તેવું ને તેથી વધારે સારૂં બીજું ઘર તમને આપીએ તો કેમ ?

ન્યાયમૂર્તિ પૂજ્ય રાજમાતા ! જે ઘરમાં મેં મારૂં જીવન સુખરૂપે નિર્ગમન કર્યું તે ઘરમાંજ મારૂં મૃત્યું થાય એ હું ઇચ્છું છું તેથી બદલો કરવાની પણ મારી ઇચ્છા નથી.

---

૧ ગુણકા એટલે નાચ ગાયન ગાનારી સ્ત્રી પણ વ્યભીચારી નહીં.

**મહારાણી**—એમાંથી એક યોજનામાં તમે સંમત થતાં નથી તો પછી તે ઘર મફત આપવાની ઉદારતા દર્શાવો તો કેમ ?

દયાની દેવી ? શા માટે મારે તેવી ઉદારતા દર્શાવવી ! હું કંઇ તેવી શક્તિવાળી નથી કે ધર્માદા આપી દેઉં, તો રહું ક્યાં માટે તેમ તો હું આપી શકીશ નહિ.

આપ ન્યાયી છો, દયાળુ છો, ને ધર્મિષ્ઠ છો તેથીજ આપને આટલું કહું છું છતાં એક અનાથ વિધવાનું ઘર મરજી વિરૂદ્ધ લઇ લેવું એ તો ઉઘાડો અન્યાય જ છે.

મહારાણીએ કહ્યું, જો તેમ કરવાની ઇચ્છા હોત તો તમને પુછવા ને વાદવિવાદ કરવાની જરૂરજ શી હતી ? માત્ર હુકમ કરવાનીજ વાર હતી ? પણ મારી પ્રજાને મારે પીડવી નથી તેથીજ આટલી વાતચીત થાય છે.

મહારાણીએ કહ્યું તું શા માટે ઘર આપતી નથી તેનું ખરૂં કારણ બતાવ.

**ગણીકા**—રાજમાતાને તળાવ બંધાવી કીર્તિસ્થંભ બનાવવાની ઇચ્છા છે. તો આ દાસીને પણ નહોય !

તલાવ બરાબર ગોળાકાર બંધાવવામાં જેવી આપની કીર્તિ રહેશે તેથી સો ગણી તલાવને સહેજ વાંક આવી ખુણો પડશે તો સાથે સાથે મારી પણ નામના અવિચળ રહી જશે. અને આપની ન્યાયપરાણુતા નવેખંડમાં અમર રહેશે એ જોવાની મારી ઇચ્છા છે.

મહારાણીએ હુકમ ફરમાવ્યો કે—આ ગુણકાનું ઘર લેવું નહિ. ભલે તળાવ સહેજ વાંકુ થાય પરંતુ જોરજુલમથી કોઇની

મીલ્કત પડાવી લેવી એ અન્યાય કહેવાય. આ ઉપરથી તે વખતથીજ એક કહેવત ચાલી કે "ન્યાય જોવો હોય તો જુઓ ધોળકાનું મલાવ તળાવ,"

ધન્ય છે! આવાં ઉદાર દીલનાં ન્યાયી મહારાણીને!" રાજા હો તો આવાજ હોજો."

બ્હેનો! એ ન્યાયમૂર્તિ રાજમાતા અત્યારે નથી, તેમ એ ગુણકા પણ નથીજ. છતાં તેમનાં નામો અત્યારે ન્યાય પરાયણતાને લીધેજ અમર ને સજીવન છે.

રાજમાતાએ કહ્યા છતાં ગુણકાએ ઘર તો ન આપ્યું પણ અન્યાયને વશ થઇ બળાત્કારે ન્યાયી મહારાણીએ તેમ નહિ કરતાં તળાવ વાંકુજ રહેવા દીધું, પણ અન્યાયતો નજ કર્યો. તેથી તેમનું નામ ન્યાયમૂર્તિઓમાં ચીરસ્મરણીય થઇ પડયું. ગુણકાએ પણ રાજમાતાનો ન્યાય કયાં સુધી પહોંચે છે તેની પરીક્ષા કરી.

**મ્હેતીજી**—બ્હેનો! તમે પણ તમારા ઘરનાં દરેક કાર્યમાં સારાસારનો પુરતો તપાસ કરી ન્યાયથી વર્તજો. કોઇને અન્યાયથી દુઃખ થાય તેવું નહિ કરવું તેથી પ્રભુ આપણા ઉપર રાજી રહે છે. પ્રભુની પ્રસન્નતા માટે ન્યાય, સત્ય, દયા, પરોપકાર આદિ ગુણોનું બરાબર પાલન કરવું તેથી આલોક ને પરલોક સ્હેજે સુધરી જાય છે.

ન્યાયી માણસો સત્તાવાન હોય તો પણ બળાત્કારથી કોઇનું બુરૂં કરતા નથી રાજા હો કે પ્રજા, ગરીબ હોય કે ગૃહસ્થ, તોપણ ન્યાય તો સરખોજ હોવો જોઇએ. પોતાનું સુખ ને માન જળવાય તેવું તમે ઈચ્છો તેવી જોડે બીજાનું પણ તમારે તેવું ઇચ્છવું જોઇએ. ઉદાર વૃત્તિવાળા માણસોજ ન્યાય આપી શકે છે માટે તમે પણ તેવાં ઉદાર થજો. ન્યાયપરાયણ થવામાં બધા પ્રકારની સજ્જનતાનો સમાવેશ થાય છે એ ખૂબ ધ્યાનમાં રાખજો.

## પાઠ ૨૪ મો.

### કન્યાઓનાં વ્રતો ભાગ ૧.

**સુશીલા**—બા ! અમારી નિશાળમાં સોમવારથી ગોરોની રજા પડશે હવે અમને રમવાની પણ મઝા પડશે.

પણ બા ! એ ગોરો શું હશે તે સમજાવશો ?

**બા**—બ્હેન અસાડ સુદ ૧૩ એ ગોરોનું વ્રત કરવાનું હોય છે. આગલે દિવસે જમીને રાત્રે સુઈ રહેવું, પછી કંઇ ખાવું નહિ. બીજી સવારે નદી કે તળાવ હોય ત્યાં જઇ લીલા વૃક્ષનું નહિ પણ સુકા શળીઆનું દાતણ કરી નાહી, શુદ્ધ થઇ શ્રી મહાદેવનાં પત્ની પાર્વતીનું ધ્યાન કરી સ્તુતિ કરવી. ઘેર આવી ગોરો વાવેલી હોય તેનું બ્રાહ્મણને બોલાવી પુજન કરવું આ રીતે પાંચ દિવસ આ વ્રત કરવું. છેલ્લે દિવસે રાત્રે જાગરણ કરવું, બીજી સવારે ગોરોનું ઉદ્યાપન કરી નદીમાં પધરાવવાં.

આ વ્રત ઘણું કરીને ૭—૮ વરસની બાળા પાંચ વરસ સુધી કરે છે, ઉદ્યાપન વિધિમાં યથાશક્તિ બ્રાહ્મણને દાન દક્ષણા ભોજન વગેરે આપવું.

**હીરા**—બા એ ગોરોમાં ન્હાવાનું કારણ શું હશે ?

**બા**—સારો ભણેલો ને સુંદર સદ્‌ગુણશાળી યોગ્ય પતિ મળે ને સન્તાનની પણ પ્રાપ્તી થાય તેટલા માટે ન્હાવું અને આ વ્રત કરવું. તેથી શ્રી પાર્વતીજીની પ્રસન્નતાથી એ જોડું સંસારમાં સુખી થાય તેવા હેતુથી આ વ્રત કરવાનું હોય છે.

બીજા દેશોમાં આ વ્રત ગોરો વાવ્યા સિવાય માત્ર સ્નાન ને ગૌરી-શ્રીપાર્વતીજીનું પૂજન કરીને પણ થાય છે. વળી

ગોરોના દિવસોમાં સારાં સારાં ગીતો ગાવાનાં પણ હોય છે તે તારી બીજી બ્હેનપણીઓને આવડે છે તે તું શીખી લેજે. કેટલીક હલકી ન્યાતની છોડીઓ બીભત્સ—ખરાબ ગાય છે તેવું તારે ગાવું નહિ.

એવામાં તેની બ્હેનપણીઓ ૩--૪ આવી પહોચી તેમણે પણ આ વાતો સાંભળી, તેમાંથી રમા બોલી.

**રમા**—બા આ શિવાય બીજાં પણ આવાં વ્રતો કરવાનાં હોય તો તે બતાવશો ?

**બા**—હા, સાંભળો.

કેટલાંક વ્રત કુમારીકન્યાઓએ કરવાનાં હોય છે ને કેટલાંક પરણેલીને કરવાનાં હોય છે.

**કુમારીકાનાં વ્રતો**—ચોખાકાજલી, ગાયવ્રત, તુલસીપૂજન, પીપળાનું પૂજન. વગેરે.

**પરણેલીઓને કરવાનાં વ્રતો**—જવકાજલી, કુલકાજલી, વટસાવિત્રી, સોમવતી અમાસ, ઋષિપંચમી, દુર્વાષ્ટમી, ગૌત્રાટ વગેરે

**કાજલીઓ**—શ્રાવણ સુદી ૨ કરવાની હોય છે.

**ગાયવ્રત, તુળસી, પીપળાનું પૂજન**—આખો શ્રાવણ માસ કરવાનું હોય છે.

**વટસાવિત્રી**—જેઠ સુદી ૧૫.

**સોમવતી અમાસ**—જે માસની અમાસે સોમવાર આવતો હોય તે.

**ઋષિપંચમી**—ભાદરવા સુદી ૫.

**દુર્વાષ્ટમી**—ભાદરવા સુદી ૮.

**ગૌત્રાદ**—ભાદરવા સુદી ૧૩.

એવાં વ્રતા તો ઘણાં કરવાનાં છે, પણ જેને જે ફાવે તે કરે છે. આ સઘળાં વ્રતો કરતાંય એક મોટામાં મોટું વ્રત છે. તે તમે જાણો છો ?

**મધુ**—ના બા ! વળી એ શું છે તે તો બતાવો ?

**બા**—દરેક માસની બે એકાદશી આવે છે તે, એટલે ૧૨ માસની ૨૪ એકાદશી અને ચાર જયન્તી અટલે ભગવાનના ૨૪ અવતાર પૈકી ચાર મુખ્ય અવતાર માન્યા છે.

૧ શ્રી કૃષ્ણ જયન્તી—જન્માષ્ટમી શ્રાવણ વદ ૮.

૨ શ્રી વામન જયન્તી—ભાદરવા સુદી ૧૨.

૩ શ્રી રામ જયન્તી—રામનવમી ચૈત્ર સુદી ૯.

૪ શ્રી નૃસિંહજયન્તી—વૈશાક સુદી ૧૪.

એમ ૨૮ વ્રતો તો દરેક વૈષ્ણવ માત્રે અવશ્ય કરવાં જ જોઈએ. ઉપર બતાવેલાં બીજાં વ્રતોમાંથી કદાચ ઓછાં થાય તો ફીકર નહિ પણ આ ૨૮ વ્રત તો ગમે તેમ કરીને પણ કરવાં જ જોઈએ ભુલવું જ નહિ.

**સુલોચના**—બા ? એમ કેમ ? આ ૨૮ વ્રત એટલાં બધાં ભારે હશે ?

**બા**—હા ? બીજાં બધાં વ્રત **સકામ** છે. સકામ એટલે વ્રત કરીને ફળ મેળવવાનાં. એ વ્રત પતિ, પુત્ર, ધન, શરીરે સુખી, યશ વગેરે સિદ્ધિ મેળવવાનાં હોય છે. એવાં વ્રત કરીને મેળવેલું ફળ તેનું માહાત્મ્ય હોય ત્યાં સુધી રહે છે પછી નાશ

પામે છે. તે આલોક–શરિર સંબંધી છે, સંસારનું સુખ ભોગવવા માટે છે, તેથી તે ક્ષણિક છે અને નાશવંત છે. પણ આ ૨૮ વ્રતો તો નિષ્કામ છે, પ્રભુ પ્રિત્યર્થ છે. ફળની આશા રહિત છે, પરલોકનું ભાતુ છે, પ્રભુની ભક્તિ કરવા માટે, પ્રભુને મેળવવા માટેનાં એ વ્રત છે તેથી તે વ્રત મુખ્ય છે. માટેજ એ વ્રતો તમને ખાસ કરીને કરવાનું કહું છું.

**કુસુમ**—હા બા ! મારે ઘેર મારાં મોટી બા છે તે પણ એક વખત એમજ કહેતાં હતાં કે બ્હેન, અગીઆરશો તો જરૂર કરવી જોઇએ.

**લલિતા**—બા ? મારાં બાના કહેવાથી હું પણ અગીઆરશો તો હંમેશાં કરૂંજ છું.

**બા**—જુઓ ખરી વાત ? કુસુમની મોટી બા એ પણ એમજ કહ્યું હતું ને ?

**હીરા**—બા, તમે વ્રત કરવાનાં તો બહુ બતાવ્યાં પણ તે કેવી રીતે કરવાં, તેનો વિધિશું છે તથા તેથી શું ફળ મળે છે તે કંઇક સમજાવો તો સારૂં.

**બા**—હીરા બ્હેન, તમે બહુ સારૂં પૂછ્યું પણ હવે તો મારે દર્શન કરવા જવું છે. માટે આવતી કાલે કહીશ.

**હીરા** બધી છોડીઓને પુછે છે. કેમ **લલિતા, તારા, ચંદન** આપણે પણ બાની સાથે દર્શને જઇશું ?

**બધાં સાથે**—હા ચાલો. ઘયડાંની સાથે જઈએ તો મજા પડશે. ને કંઇક જાણવાનું પણ મળશે.

(બધાં દર્શને જાય છે.)

## પાઠ ૨૫ મો.

### કન્યાઓનાં વ્રતો. ભાગ ૨ જો.

આજે ગોરોના પૂજન વખતે બધી છોકરીઓ આવી, બ્રાહ્મણે પુજા કરાવી, આરતી ઉતાર્યા પછી મહારાજ વિદાય થયા.

બ્હેનોએ ગીતો ગાયાં તે પછી હીરા બ્હેને કહ્યું—ચાલો આપણે બાની પાસે જઇએ, ગઇ કાલ બાએ કહ્યું હતું તે પ્રમાણે વ્રત કરવાનું પૂછીએ.

બધાં બાની પાસે ગયાં ને પૂછવા લાગ્યાં,

**બા—શ્રાવણ** મહીનામાં—**ગાયવ્રત, તુલસી** ને **પીપળાનું** પૂજન અને **કાજલીઓ** કરવી એટલાં વ્રત આવે છે.

**ગાયવ્રત**—પૂર્વે દેવર્ષિ નારદજીએ બ્રહ્માજીને પૂછયું કે હંમેશાં પાપકર્મ કરનારો, દુષ્ટ, દુરાચારી, અધર્મી માણસ હોય તેનું પાપ નાશ થાય એવું કોઇ ઉત્તમ વ્રત હોય તો બતાવવા કૃપા કરશો.

**બ્રહ્માજી**—જેના શરીરના દરેક અંગમાં વિષ્ણુ ભગવાનથી માંડી બધા દેવ દેવતાઓ બિરાજી રહ્યા છે એવાં પવિત્રમાં પવિત્ર **ગૌમાતાનું** પૂજન યથાશક્તિ યથા વિધિથી કરવું. પ્રથમ ગાયને નમન કરી, નૈવેદ્ય આપી, પ્રદક્ષિણા કરવી, એક વખત જમવું.

આવી રીતે હંમેશાં શ્રાવણ માસમાં એક મહિનો અથવા અષાડ માસથી ચાતુર્માસ શ્રદ્ધા પૂર્વક પૂજન કરવું. ગુજરાતમાં આ વ્રત બહુધા શ્રાવણ માસમાંજ એક મહિના સુધી કરે છે. પાંચ વરસ સુધી એ પ્રમાણે વ્રત કરી તેનું ઉદ્યાપન કરવું.

અમાંસને દિવસે બ્રાહ્મણને બોલાવી યથા વિધિ પૂજન કરી ગાયને નૈવેદ્ય કરી આરતી ઉતારી, પ્રદક્ષિણા કરી, સાષ્ટાંગ દંડવત કરવા. પછી બ્રાહ્મણનું પૂજન કરી, દક્ષણા, ગૌદાન, ભોજન વગેરે યથાશક્તિ કરી ગાયવ્રતનું ઉદ્યાપન કરવું. એવી રીતે જે માણસો ગાયવ્રત કરે છે તે અનેક પાપથી મુક્ત થઇ ભગવાનને પ્રાપ્ત થાય છે.

**તુલસી પૂજન**—પૂર્વે નારદજીએ મહાદેવને પૂછયું કે સર્વ પાપ દુર [illegible] અને વિષ્ણુ ભગવાનની પ્રાપ્તિ કરાવનારૂં કોઇ ઉત્તમ વ્રત હોય તો તે મને બતાવો.

**મહાદેવજી**—સદા સર્વદા વિષ્ણુને પ્રિય, કમળ સરખાં નેત્રવાળાં, અનેક પ્રકારના અલંકારો ધારણ કરી કમલાસન ઉપર બિરાજે છે એવાં ભગવતી **તુલસી દેવનું** તમે પૂજન કરો.

**નારદજી**—મહારાજ! એ પૂજનનો પ્રકાર કૃપા કરી સંભળાવો.

**મહાદેવજી**—હે હરિ પ્રિયે! હે કલ્યાણી! હે તુલસી દેવી! આપ દેવરૂપ છો, લોકોના કલ્યાણ માટે સદા સર્વદા વિષ્ણુની પાસે બિરાજો છો. ક્ષિરસમુદ્રમાંથી ઉત્પન્ન થયેલાં શ્રીલક્ષ્મીજીનાં બ્હેન છો. મોટા મોટા મુનિઓ પણ તમારી પૂજા કરે છે. હે તુલસીજી! હું તમને નમસ્કાર કરૂં છું.

એ પ્રકારે વિનંતી કરી કયારો કરી શુભ મૂહુર્ત જોઇ પોતાને ઘેર તુલસી વાવવાં પછી હંમેશાં પ્રાતઃકાલે સ્નાન કરી કુમકુમ, ચંદન, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય. તાંબુલ, વગેરેથી

યથાવિધી પુજન કરી ધ્યાન કરવું, પ્રદક્ષિણા કરી સાષ્ટાંગ દંડવત્ કરવા એમ એક મહિનો શ્રાવણમાસ અથવા ચાતુર્માસ ચોમાસામાં પૂજન કરવું. પ્રદક્ષિણા કરવી લાખ પ્રદક્ષિણા સુધીનો પણ પ્રકાર છે. તેમાંથી બને તેટલી વધારે કરવી. એમ પાંચ વરસ કરી પછી તેનું ઉદ્યાપન કરવું. ઉદ્યાપનને દિવસે જાગરણ કરવું. વિષ્ણુની મૂર્તિ પધરાવવી, તુલસીજીને પધરાવી યથાવિધી પૂજન કરવું. બને તો તુલસીજીનું લગ્ન કરવું. કેટલાક તુલસી લગ્ન કરે છે; તે આ તુલસી પુજનનોજ પ્રકાર સમજવો, પછી યથાશક્તિ બ્રાહ્મણ ભોજન, ગૌદાન દક્ષિણા વગેરે આપવું.

આ પ્રમાણે તુલસીપૂજન વ્રત કરનાર અનેક પ્રકારનાં પાપથી મુક્ત થઇ, અનેક પ્રકારનું સુખ ભોગવી અંતે ભગવાનને પ્રાપ્ત થાય છે.

જેના ઘરમાં તુલસીજી હોય તેનું ઘર તીર્થ સમાન પવિત્ર જાણવું, યમદુતો પણ તેને ઘેર જતા નથી, તુલસીજીના પૂજનથી, સેવનથી, તથા પોષણ કરવાથી મન, વચન ને કર્મ વડે થયેલા પાપથી તે મુક્ત થાય છે.

કારતક માસમાં ભગવાનને લાખ તુલસીજી ચઢાવવાનું ઘણું માહાત્મય છે. કારતક સુદ ૧૨ એ તુલસીનો વિવાહ ભગવાનની સાથે કરે છે તેને અત્યંત ફળ મળે છે.

વૈદકશાસ્ત્રમાં પણ તુલસીનાં પત્ર ને બીજનો ઘણો ગુણ બતાવ્યો છે. ઉલટી, ઉધરસ, દમ, હેડકી, મોઢાની દુર્ગંધ, શુળ ઉપર તો એ અકસીર ઉપાય છે. તુલસીનાં બીજ પુષ્ટિકારક

છે. તાવ ઉપર તુલસીનાં પાંદડાંનો ચાહ કરીને પણ પાય છે. એવા એવા અનેક ગુણો વૈદકશાસ્ત્રમાં પણ બતાવ્યા છે. વૈષ્ણવોએ તુલશી ઉકાળવાં એ ઠીક નથી એમને એમ ખવાય તેવો ઉપયોગ કરવો.

**પીપળાનું પૂજન**—પીપળો એ પ્રભુનો વિભુતી અવતાર છે એમ માની તેનું પૂજન કરવું. પૂર્વે ઋષિમુનીઓ પીપળાના પૂજનથી અનેક દુઃખથી મુક્ત થયા હતા. જેને ખરાબ સ્વપ્ન આવે, ખરાબ શુકન થતા હોય, રાજાનો ભય હોય, ચોરનો ભય હોય, દુશ્મનનો ભય હોય તેવા સમયે તથા સૌભાગ્ય મેળવવા પુત્ર પ્રાપ્તિ, ધન, યશ, મેળવવા પણ પીપળાનું પૂજન કરવું.

આતો તમને ફળ બતાવ્યું. હવે પૂજન કેવી રીતે કરવું તે કહું છું, સવારમાં ઉઠી નાહી પવિત્ર થઇ, પીપળાના વૃક્ષ પાસે જઇ તેના મુળમાં છાણથી લીપી, થડને ગેરૂથી રંગવો, સુતર વીંટવું, કુમકુમ, ચંદન, ફળફુલ, ધુપ, દીપ, નૈવેદ્ય પૂજન કરી પિપળારૂપ વિષ્ણુનું ધ્યાન કરી સ્તુતિ કરવી કે હે પ્રભો! મારા કાયિક, વાચિક; માનસિક, તાપને દૂર કરો. પછી બને તો પીપળા સમક્ષ અથવા ઘેર આવી **શ્રીવિષ્ણુ સહસ્ત્ર** કે **શ્રીપુરૂષોત્તમસહસ્ત્ર**નો એક પાઠ કરવો પછી પ્રદક્ષિણા કરવી.

એમ પાંચ વરસ સુધી કરી શુભ મૂહુર્તમાં ઉદ્યાપન કરવું. બ્રહ્મભોજન કરાવી દક્ષણા વગેરે આપી બની શકે તો સોના અથવા રૂપાનું પીપળાના વૃક્ષનું દાન કરવાનો મહિમા અથાગ છે. યથાશક્તિ જે બને તે

જ્યારે જ્યારે સોમવતી અમાસ હોય ત્યારે પીપળાનું પૂજન કરી ૧૦૮ પ્રદક્ષિણા કરી, ઉત્તમોત્તમ ફળ ( શ્રીફળ, સોપારી, કેળાં, દાડમ, જમરૂખ વગેરે ) નું દાન કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે.

અડેલની પાસે ગઢાગામનાં દુર્ગાવતી રાણી શ્રી ગુસાંઇજીનાં સેવક હતાં તેમણે એક વખત સોમવતી અમાસ ઉપર શ્રીગુસાંઇજીને ૧૦૮ ગામ ભેટ આપ્યાં હતાં. તે ગામો હજુ પણ શ્રી ગુસાંઇજીની ન્યાતના તેલંગા બ્રાહ્મણો પાસે કેટલાંક રહ્યાં છે. ( જુઓ ૨૫૨ વૈષ્ણવની વાર્તા ) આ પ્રમાણે પીપળાનું પુજન કરવાનો વિધિ છે.

* કાજલીઓ, ગૌત્રાટ, વટસાવિત્રી વગેરે બીજાં વ્રતોની કથા વળી કોઈ વખત આગળ ઉપર કહીશ. એમ કહી સર્વે બ્હેનોને ગોરોનાં ગીતો ગાવા, રમવા જવાની આજ્ઞા આપી વિદાય કર્યાં.

---

## પાઠ ૨૬ મો.

### જયશ્રીકૃષ્ણ એટલે શું ?

**ઇંદિરા**—બા--આપણે સવારમાં ઉઠતાં જ **"જયશ્રીકૃષ્ણ"** કરીએ છીએ, તેમ જ એકબીજાને સામા મળતાં પણ જયશ્રીકૃષ્ણ કરીએ છીએ તેનું કારણ શું ? અને તેનાથી શું ફળ મળે છે તે સમજાવો.

---

* આ વ્રતોનું માહાત્મ્ય હવે પછી આ પુસ્તકનો ભાગ ૨ જો છપાવવાનો છે તેમાં આપીશું.

**બા**—બેટા બહુ સારો પ્રશ્ન કર્યો ! જો સાંભળ પ્રભુનું હર-હંમેશ ઘડીએ પલકે રટણ થાય તેથી હૃદય પણ પવિત્ર થાય છે ને ત્યારે જ તેમના આનંદમય સ્વરૂપનું હૃદયમાં સ્થાપન થાય છે તે માટે તેમના નામ સ્મરણનો ઉચ્ચાર કરવો જોઇએ.

**શ્રીમદ્‌ભાગવતમાં** લખ્યું છે કે "શ્રદ્ધાપૂર્વક ભગવાનનાં ચરિત્ર સાંભળનારા, અને તેમના નામનો ઉચ્ચાર કરનારના હૃદયમાં–મનમાં પ્રભુનો પ્રવેશ થાય છે. જેમ શરદૃઋતુ બેસતાં જળ નિર્મળ બની જાય છે તેમ ભગવાનનો હૃદયમાં વાસ થતાં પાપ બળીને ભસ્મ થઇ જાય છે. એ ફળ મળે છે. એટલા માટે આપણે વારંવાર **જયશ્રીકૃષ્ણ** એટલે શ્રીકૃષ્ણની જયહો ! એમ બોલ્યા કરીએ તો પ્રભુનું રટણ રહે છે

**ઇંદિરા**—બા, મંદિરમાં જઇએ ત્યાં તો જયશ્રીકૃષ્ણ કરીએ પણ અમે નિશાળે જઇએ ત્યાં પણ જયશ્રીકૃષ્ણ કરવા ?

**બા**—હા ? તેથી નુકશાન શું ? શરમ આવે છે ?

**ઇંદિરા**—હા બા ! શરમ તો આવે.

**બા**—અરે ગાંડી ? પ્રભુનું નામ લેતાં શરમ હોય જ નહી, ધ્રુવ, પ્રલ્હાદ, મીરાંબાઈ, રૂક્ષ્મણીબ્હેન કાશીવાળાં, એમને શું શરમ આવતી હતી ? રાત્રિ દિવસ પ્રભુના સ્મરણમાં મગ્ન રહેતાં માટે ભગવાનના ભજનમાં તો શરમ રાખવી નહિ. વળી કોઇને કાગળ લખવો હોય તેમાં પણ જયશ્રીકૃષ્ણ, ભગવત્સ્મરણ લખવાનો રિવાજ રાખવો. કેટલાક જયગોપાળ; રામ રામ, વગેરે પણ લખે છે. એ રીતે પણ તેઓ પ્રભુના નામનો ઉચ્ચાર કરે છે.

એથી આપણી વાણી પણ પવિત્ર થાય છે. અને પાપ માત્ર નાશ પામે છે.

વૈષ્ણવ માત્ર ગમે તે જાતનો હોય તેમના હૃદયમાં પ્રભુ બિરાજે છે માટે તેમને જયશ્રીકૃષ્ણ કરવા ચુકવું નહિ.

સવારમાં ઉઠતાં જ ઘરનાં બધાં માણસોને **જયશ્રીકૃષ્ણ** કરવા તેમ કરવાથી બધાને પ્રભુના નામનો ઉચ્ચાર થવાથી દિવસ આનંદમાં જાય છે તેવી જ રીતે રાત્રે સુતી વખતે પણ જયશ્રી-કૃષ્ણ કરવાથી ખરાબ સ્વપ્ન આવતાં નથી માટે અવશ્ય જયશ્રી કૃષ્ણ કરવા.

**ઈંદિરા**—બા હવે હું સમજી! હવેથી દરરોજ જયશ્રીકૃષ્ણ કરીશ.

**બા**—બ્હેન ! આ વીષે એક કીર્તન છે તે હું તને સંભળાવું જો બેશ.

" જયશ્રીકૃષ્ણ રે ભાઇ, બોલો બોલો વૈષ્ણવરાઇ;
તેથી કલિમય જાય "નસાઇ. જયશ્રીકૃષ્ણ. ૧
સર્વે વૈષ્ણવની એ રીત, જયશ્રીકૃષ્ણ ઘણા પવિત્ર;
તેથી પ્રસન્ન થાત નવનીત. જયશ્રીકૃષ્ણ. ૨
જેણે જયશ્રીકૃષ્ણ ગાયા, તેતો અડસઠ તીરથ નાહ્યા;
તેથી પરમ પદારથ પાયા. જયશ્રીકૃષ્ણ. ૩
જેણે જયશ્રીકૃષ્ણ ગાયા, તેની સફળ થઇ છે કાયા;
તે તો પાંચ પદારથ પાયા. જયશ્રીકૃષ્ણ.
રાખો ચરણ કમળની છાંય, તેના ભવનો ફેરો જાય;
તેના હરિદાસ ગુણ ગાય. જયશ્રીકૃષ્ણ.

( પોળબંધ ભા. ૧ લો )

## સાર વસ્તુ શ્રીકૃષ્ણજ છે.

માનોની મન શ્રીકૃષ્ણ સર્વનો સાર છે.
દુઃખીયાં ને સુખીયાં સહુનો એ બેલી, નોધારાનો આધાર છે. ૧
કરુણાસિંધુ અનાથનો બંધુ, ભક્ત માટે અવતાર છે........ ૨
આફત વેળા એક એ નવ થાય અળગો, બાકી સુખસાથી સંસાર છે. ૩
સ્વાર્થ વિના એક શામળોજ સંગી, ભજતાંને ભજે એતો
વહેવાર છે. ૪
વાર્યું નહિ માને તો હાર્યું માનશે, પણ જ્યારે ત્યારે એથી
નિસ્તાર છે. ૫
દયા પ્રીતમજી શું પ્રીત કર વહેલો, આ મનુષ્યદેહ દિન ચાર છે. ૬

---

## પાઠ ૨૭ મો.

### કન્યાઓની કોન્ફરન્સ.

પરિક્ષાના દિવસો નજીક આવતા હોવાથી કન્યાશાળાના હેડમાસ્તર તથા એક શિક્ષિકાએ મળી દરેક કલાસમાંથી સારા સારા અભ્યાસવાળી બેબે ત્રણ ત્રણ છોકરીઓ ભેગી કરી અને અત્યાર સુધીમાં તેમને ભણાવવાની જે તાલીમ આપેલી તે ઉપરથી તેમના વિચાર કેવા બંધાયા છે. ને ભવિષ્યમાં તે શું શું કાર્ય કરી શકશે તે જાણવાનો પ્રયત્ન આદર્યો.

**યશલક્ષ્મીને** પૂછયું કહો બ્હેન ? તમે આ વખતે છઠ્ઠા ધોરણમાં પાસ થશો હવે આગળ શું કામ કરશો ? તેમણે કહ્યું કે હવે તો હું ભણવાનું મુકી ઘેર શીવણ, ભરતનું કામ કરીશ

બે વરસમાં બધું શીખી લેઇને એક ભરત શીવણની શાળા કાઢી મારે ઘેર જે આવશે તેને મફત શીખવાડીશ.

**ચન્દ્રકાન્તા બ્હેન** ? તમારાં બાઃમને મળ્યાં હતાં તે કહે કે કાન્તાનું લગ્ન માગશર માસમાં કરીશું, તમે તે વખતે જરૂર આવજો. તો હવે તમે સાસરે જઇને શું કરશો ?

**ચન્દ્રકાન્તા**—બ્હેન મારાં સાસુ માંદાં રહે છે તેથી હું જાણું છું કે ઘરનું કામ મારે જ માથે પડશે માટે મારે વૃદ્ધ વડિલની ને ઘરનાંની સેવામાં જ વખત ગાળવો પડશે. કારણ કે ઘરમાં કોઇ નાનું મોટું નથી. છતાં વખત મળશે તો સંસ્કૃત પાઠશાળામાં દાખલ થઈ ત્યાં ધર્મનુ શિક્ષણ અપાય છે તે ભણીશું પછી ધર્મનાં પુસ્તકો વાંચીશું બીજું વધારે તો મારાથી થાય તેમ લાગતું નથી.

**મનુબ્હેન** તમે ?

**મનુ**—મારે તો ઘેર ને સાસરે રાજસેવા છે. તેથી વહેલાં ઉઠી ઘરકામથી પરવારી રસોઇ વગેરે કરતં દેવસેવામાં જ અર્ધો દિવસ જતો રહેવાનો છે. બાકીના ટાઇમમાં તો ભાગવત, ગીતા, રામાયણ વગેરે ગ્રંન્થો વાંચીશું.

**લલિતા** બ્હેન તમારો શું વિચાર છે ?

**લલિતા**—મારે ઘેર તો મારી માનું શરીર ખડમાંદલું રહે છે, મારા પિતાને દુકાનના કામકાજ માટે ઘણી વખત ગામ જવું પડે છે. તેથી દુકાનની પણ સંભાળ રાખવી પડે છે. અને સાસરામાં તો સાસુ સસરાની આજ્ઞા પ્રમાણે કરવુંજ પડશે.

મારાથી બીજું તો થાય તેમ નથી. ભણવાનું તો આગળ બને તેવું નથી. અવકાશે સારાં સારાં ધર્મનાં પુસ્તકો વાંચીશું.

**માણીબ્હેન** ? તમે કેમ કરશો ?

મારો વિચાર તો એવો છે કે ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં દાખલ થવું ત્રણ વરસ ભણી ને પછી વગર પગારેજ અભણ બ્હેનોને ભણાવવાનું કરીશ બીચારાંને અક્ષર જ્ઞાન થાય તોય ઠીક. બનશે તેટલો પરોપકારજ કરીશ એ ઠીક લાગે છે કારણ કે જે બાળકને [1]માબાપ ભણાવતાં નથી:તેવાંઓને તો આપણે મફત ભણાવીશું.

**સવિતા** બ્હેન તમે ! મારા:પિતા તો મને અંગ્રેજી ભણાવવાનું કહે છે. ત્યાં મેટ્રીક સુધી ભણ્યા પછી થાય તે ખરૂં ભણીને નોકરી તો નથી કરવી પણ કંઇક મફત ભણાવવાની યોજના કરીશું.

**લીલા**—મારે તો દેશી વૈદ્યનો અભ્યાસ કરવા વિચાર છે. હમણાંજ **દીવાળીબ્હેન** વૈદ્યની પરિક્ષામાં પાસ થયાં છે. આપણે તો વૈદ્ય થઇશું ને ખાસ કરીને સુવાવડના કેસોની તાલીમ લેવી છે, પછી બીજી બ્હેનોને સમજાવીશ.

**ભાનુમતી**—આપણે તો સ્વદેશ સેવા જ કરીશું. બસ. દેશીચીજો વાપરવી. રેંટીયો કાંતવો, દેશીકપડાં પહેરવાં, દેશને માટે કંઇક બને તે સેવા કરવી, એવો નિશ્ચય જ છે.

**શારદા**બ્હેન ! તમારી શું ઇચ્છા છે. ?

---

૧ माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः
सभा मध्ये न शोभन्ते हंस मध्ये बको यथा ॥

**શારદા**—લગ્નમાં ફટાણાં ગાવાં, રોવા કુટવાના ઘેલા રિવાજ કમી કરવા, ન્યાતવરા કરી ખોટાં ખર્ચ નહિ કરવા, પોળમાં નકામી કુથલી કરતાં બ્હેનોને અટકાવી હરિભક્તિમાં મન પરોવાય તેમ કરવું એ ઠીક છે.

**શાન્તા** બ્હેન તમે શું કરવાનાં છો ?

**શાન્તા**—મારી બ્હેનપણીઓ હંમેશાં સાચું બોલતી થાય, દયા વિચારે, પરોપકાર કરે, એ માટે મારાથી બને તેટલું હું કરીશ. અત્યારે પણ આવી આવી ચોપડીઓ રોજ મારે ઘેર બધાંને વાંચી સંભળાવું છું.

આ પ્રમાણે બ્હેનોને પુછી જોયા પછી હેડમાસ્તરે થોડી શીખામણ આપી કે:—

આવી આવી વાતો રોજ વાંચવી, બીજાને વંચાવવી આપણી બ્હેનપણીઓમાં સારા ગુણો આવે, ધર્મ નીતિ તરફ તેમનું લક્ષ જાય, એવા ઉપાયો રોજ કરતા રહેવું. ભવિષ્યમાં તમે આદર્શ ગૃહિણી બનો ને કુલદીપક સન્નારી થાઓ એજ અમારી શુભ આંશીષ છે.

આ પ્રમાણે બ્હેનોના અરસ પરસ વિચારોની આપ લે કર્યા બાદ સઘળી બ્હેનો પોતાના કલાસમાં ગઇ.

---

## પાઠ ૨૮ મો.

### રોજનો રોજમેળ--ટાઈમની પણ કીંમત છે.

**મ્હેતીજી**—અમૂલ્ય વખત નકામો ન જવા દેવો, નિયમીત કામ કરવાની ટેવ પાડવી જેથી શરીરની તંદુરસ્તી રહે છે, માટે તમે તમારા આખા દિવસનો કાર્યક્રમ ગોઠવી રાખો તો તમને બહુ ફાયદો થશે. જુઓ હું તમને બતાવું.:

૫ વાગે વહેલાં ઉઠવું ને ૦। કે ૦॥ કલાક ઈશ્વર સ્મરણ કરવું ( પાઠ ૪ માં બતાવ્યા પ્રમાણે).

૬ થી ૮ નાહી સ્વચ્છ થઇ ઘરનું કામકાજ વાળી ઝાડી સાફ કરવું, વાસણો માંજવાં રસોઇમાં મદદ કરવી, દળવું, ખાંડવું. મોઢેથી ભજન ગાવાં, તલાવ કુવાનું પાણી ભરવા જવું એ તમારી કસરત છે.

૮ થી ૯ દેવસેવા હોય તો કરવી, પાઠ કરવા, દેવદર્શને જવું ધાર્મિક પાઠશાળા હોય તો ત્યાં જવું, નીશાળનું લેશન કરવું.

૯ થી ૧૦॥ રસોઈ કરવાના મશાલા, સીધુસામાન વગેરે, ઝાટકી સાફ કરવા. નાનાભાઈ, બ્હેન હોય તેમને રમાડવાં; હીંદોળવાં વગેરે, પછી જમીને વખત હોય તો વાસણ સાફ કરવાં.

૧૧ થી ૫ નીશાળે જવું, ચીત્ત રાખી ભણવું, આપણાથી નાના હોય તેમને ભણાવવાં, અથવા તેમના અભ્યાસમાં મદદ કરવી.

૫ થી ૭ નીશાળેથી આવી થોડું ખાઇ લેવું. વખત મળે તો ખુલી હવામાં ફરવા જવું, કસરત કરવી, અથવા તો ઘરનું કામ કરવું અથવા નિશાળનું લેશન કરવું.

૭ થી ૯ સાંજની રસોઇ કરવી, માતપીતાને જમાડવાં પોતે જમી વાસણો સાફ કરવાં, અથવા તો સુવા માટે પથારીઓ કરવી, બાળકોને રમાડવાં.

૯ થી ૧૦ નિશાળનું લેશન કરવું, અથવા ધાર્મિક પુસ્તકો વાંચવાં; પછી ઈશ્વિર ભજન કરતાં કરતાં સુઇ જવું જેથી રાત્રે ખરાબ સ્વપ્ન પણ નહિ આવે.

આ પ્રમાણે દરેકે પોતાના ઘરની સ્થિતિ પ્રમાણે યથારૂચી ટાઇમનો કાર્યક્રમ ગોઠવી રાખવો જેથી સઘળું કામ સ્હેલાઇથી થાય અને વખતનો સદુપયોગ થાય. વચ્ચે વચ્ચે જેટલો વખત બચત રહે તેમાં કુટુંબ સેવા, દેશ સેવા, સમાજ સેવાનાં કાર્યો બને તેટલાં કરવાં.



સમાપ્ત.

# જરૂર આટલું તો વાંચજોજ.

હાંઉ ! નહિ તો રહી જશો ! શું છે ?

અરે ! જબરી લુંટ છે ! પણ શેની ? જુઓ તો ખ

માત્ર રૂ. ૧—૦—૦ એક રૂપીઆમાંજ

# શ્રી હરિરાયજીનું મોટું શિક્ષાપત્ર

મળે છે, હમણાંજ ખરીદી લ્યો

આતો એક વૈષ્ણવની ફરમાસથી મળે છે.

માત્ર થોડીજ નકલો બાકી છે. માટે આજેજ મંગાવી

કારણ કે આતો સત્સંગ કરવા લાયકનો નિત્યનિયમ

ભગવદ્ વાર્તામાં વાંચવાનો મહાન ગ્રન્થ છે.

મૂળ શ્લોક સાથે શુદ્ધ ને સરલ ભાષામાં ગુજરાતી

મહાનુભવી શ્રીહરિરાયજી વૈષ્ણવો માટે આ વિકટ કળીકાળમાં સત્સંગ કરવા લાયક, ભક્તિમાર્ગના સિદ્ધાન્તો સહેલાઈથી સમજાય તેવા **૪૧ પત્રોમાં ૬૮૬** શ્લોકોનો મહાન્ ગ્રન્થ રચી ભૂતળ ઉપર પધરાવી ગયા છે. વિસ્તૃત વિવેચનપૂર્વક અનેક ગ્રન્થોમાંથી ઉપયોગી નોંધ, ટીપ્પણુ આપી સેવાની ભાવના, વિવેક, ધૈર્ય, આશ્રય, અનન્યતા વગેરેના પ્રકાર સ્પષ્ટ રીતે સમજાવવામાં આવ્યા છે. **શ્રીહરિરાયજી** તથા **શ્રીગોપેશ્વરજી**ના સુંદર ફોટા આપવામા આવ્યા છે. વળી દ્વિતીયગૃહના તિલકાયિતશ્રીનું વંશવૃક્ષ કે જે નિત્ય લીલાસ્થ ગો. શ્રીગોપેશ્વરલાલજી મહારાજ પાસે આઠ દિવસ સુધી બેશી શુદ્ધ કરી ઉપયોગી હકીકત મેળવી આપશ્રીની આજ્ઞાથી ખાસ તૈયાર કરેલ તે નકશા રૂપે આ ગ્રન્થમાં આપવામાં આવ્યું છે.

મોટી સાઇઝનાં ૩૫૦ ઉપરાંત પૃષ્ટ, મજબુત બાઇન્ડીંગ સાથે આટલું છતાં ન્યો. માત્ર રૂ. ૧) **એક રૂપીઓ** રાખી છે. જે ગ્રન્થના પ્રમાણમાં **તદ્દન ઓછી નહિ જેવીજ છે.**